: અનુક્રમ :















ॐ

# "શ્રી સદ્‌ગુરૂ સ્તુતિ"

★

શ્રી ગુરૂદેવ બોધનનામ, તમને વારવાર પ્રણામ.
તમને વારવાર પ્રણામ, પ્રભુ છો અ તરના આરામ–ટેક.

પાવન નામ પવિત્ર તમારુ,
ઉર અજ્ઞાન તિમિર હરનારુ.
એક જ કરવાનુ છે કામ તમને વારવાર પ્રણામ–૧

સદ્‌ગુરૂ અદ્‌ભુત શકિત તમારી,
નિજ મહિમા મેરી બલિહારી,
કીધા પરોપકારી કામ, તમને વારવાર પ્રણામ–૨

ઘટ ઘટ જ્યોત તમારી ઝબકે
તેજ તમારૂ સઘળે ઝળકે,
ગુરૂ છો સ્વયંજ્યોતિ સુખધામ, તમને વારવાર પ્રણામ–૩

છે એક અચલની અરજી,
શ્રી ગુરૂ પછી તમારી મરજી
આપો દરશન પૂરણ કામ, તમને વારવાર પ્રણામ–૪

શ્રી કચ્છી લાલરામેશ્વર આશ્રમ
સપ્તસરોવર, હરિદ્વાર (યુ. પી)

પૂજ્યપાદ બ્રહ્મવિદ્વરિષ્ઠ મહારાજશ્રી ઉદ્ધવદાસજી



પ્રાગટ્ય : સંવત ૧૯૪૫ ચૈત્ર સુદ ૯

સ્વરૂપાવસ્થાત : સંવત ૨૦૧૩ પોષ સુદ ૧૨.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

પરમ પૂજ્ય મહારાજશ્રી ઉદ્ધવદાસજી સ્મારક સમિતિ તરફથી સને ૧૯૫૭માં "સંત ઉદ્ધવદાસ" પુસ્તક બહાર પાડવામાં આવેલ. પૂ. મહારાજશ્રીનાં ભક્તો તરફથી એ પુસ્તકની માંગણી થતી રહેતી હોવાથી, પહેલી આવૃતીનાં પુસ્તકો ખલાસ થઇ જવાથી શ્રી કચ્છી લાલરામેશ્વર આશ્રમની સલાહકાર સમિતિએ સ. ૧૯૬૯માં દ્વીતીય આવૃતી બહાર પાડવાનો નિર્ણય કરેલ. તે મુજબ આ દ્વીતીય આવૃતી બહાર પાડતાં અમે હર્ષ અનુભવીએ છીએ.

પરમ પૂજ્ય મહારાજશ્રીનાં ૧૩-૧-૫૭નાં પરમ ધામ જવા પછી વાંઢાય (કચ્છ)માં આવેલ ઇશ્વરરામ આશ્રમમાં મહારાજશ્રી ઉધ્ધવદાસ ઉત્સવ સમિતિ તરફથી યોજાયેલ તા. ૭-૪-૧૯૫૭નાં દિને પાનમૂર્તિ પ્રતિષ્ઠા સમારંભમાં જે ભાઇબ્હેનો હાજર હતા તેમને પ્રતિતી થઇ હશે જ, જેમાં વાંઢાય જેવા નાના ગામમાં ૨૫-૩૦ હજારની સંખ્યામાં માનવમેદની હતી. તેમાં પણ સેંકડોની સંખ્યામાં સ્વયંસેવક અને સેવીકાઓ તરીકે જેમાં પાટીદાર, ભાનુશાલી, ખેડુત

ભાઇઓ અને અન્ય જ્ઞાતિના યુવાનો ઉત્સાહપૂર્વક ત્રણ દિવસ સુધી સતત ચોવીસે કલાક સેવાઓ આપી છે એ હંમેશાં યાદગાર રહેશે. પૂજ્ય મહારાજશ્રીએ જનતા-જનાર્દનની જે સેવાઓ કરી છે અને સનાતન ધર્મનો જે પ્રચાર કરેલ છે અને પૂ. મહારાજશ્રીએ જે ચાહના મેળવી હતી તેનું એ પ્રતિબિંબ હતું. પૂ. મહારાજશ્રીએ સ્થાપેલ ઇશ્વરરામજી ગુરૂકુળ વિદ્યાલયને સ્થાને હાલમાં પૂ. શાસ્ત્રીજી પાંડુરંગ વૈજનાથ આઠવલેનાં નેતૃત્વ હેઠળ 'ઇશ્વર ભાવના'નાં નામથી ચાલતી પ્રવૃત્તિઓ-જેમાં ધાર્મિક તથા ખેતી, બાગાયત વિગેરેનું શિક્ષણ અપાય છે.

સને ૧૯૫૫માં તેમણે હરદ્વાર ખાતે સ્થાપેલ "શ્રી કચ્છી લાલરામેશ્વર આશ્રમ અને અન્નક્ષેત્રનું સંચાલન નિયામક સાધુ શ્રી લાલદાસજીનાં નેતૃત્વ હેઠળ પૂ. જશોદામા તથા બ્રહ્મચારી શ્રી કનૈયાલાલજી આશ્રમ માટે નિમાયેલી 'સલાહકાર સમિતી'ની સલાહ સૂચના અનુસાર કરી રહ્યા છે.

સલાહકાર સમિતીના હોદ્દેદારો અને સભ્યોનાં નામો અન્યત્ર આપેલ છે. આશ્રમમાં પૂ. મહારાશ્રીએ ચાલુ કરેલી પ્રવૃતિઓ યથાવત્ ચાલુ છે. તેમાં દરરોજ સવારનાં ૭૦-૭૫ સાધુઓને અન્નક્ષેત્રમાંથી ભોજન મળે છે.

એક નાનીશી ગૌશાળા દ્વારા ગાયની સેવા પણ થાય છે, તેમજ કેટલાક સાધુઓ કાયમ રહે છે. તેમજ જે ભાઇ-બહેનો વિરકત જીવન, પ્રભુભક્તિમાં ગાળવા ઇચ્છાધરાવે તેવા

ભાઈ બહેનો ત્યાં અવારનવાર રહે છે.

દર વર્ષે સેંકડો યાત્રાળુઓ આશ્રમની મુલાકાતે આવે છે તેમજ કેટલીક પ્રતિષ્ઠીત વ્યકિતઓ, જેવી કે મા આનંદમયી, પૂજ્ય શાસ્રીજી પાંડુરંગ વૈજનાથ આઠવલે અને શ્રી કૃષ્ણશંકર શાસ્રી વિગેરે પણ આવી ગયા છે.

અંતમાં, પરમ પૂજ્ય મહારાજશ્રીની દરેક પ્રવૃત્તિઓમાં તેમનાં ભકતજનોએ જે તન, મન અને ધનથી સહાય અને સહકાર આપેલ છે તેમનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. અને એવી જ રીતે હંમેશાં સાથ, સહકાર અને સહાયતા એમનાં તરફથી મળતાં રહેશે એવી અપેક્ષા સેવીએ છીએ.

હરિ ૐ

લી. સેવકો
વી. કા. શ્રોફ
જે. ધ. ગણાત્રા
માનદ મંત્રીઓ
શ્રી. ક. લા. આ. અને અન્નક્ષેત્ર, હરદ્વાર

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના



મહારાજશ્રી ઓધવદાસ સ્મારક સમિતિ તરફથી પ્રસિધ્ધ થતા સંત ઓધવદાસજીના જીવનને લગતા આ પુસ્તક માટે બે બોલ લખવાનુ મે સ્વીકાર્યુ ત્યારે મને સહેજ સંકોચ થયો હતો સાધુ સમાજ, તેની કામગીરી, તેની સામાજીક ઉપયોગિતા વિગેરે વિષયો મારા સામાન્ય કાર્ય-ક્ષેત્ર બહારના છે પરંતુ ભાઇશ્રી પ્રેમજી ભવાનજી ઠક્કરદ્વારા ઓધવદાસજીનો મને પરિચય થયેલો અને કચ્છની ઝડપથી પલટાતી પરિસ્થિતિ વચ્ચે ઓધવદાસજી જે રીતે પોતાનું કાર્ય આગળ ધપાવી રહ્યા હતા અને જે રીતે સંજોગો સાથે સુમેળ સાધીને પોતાના કાર્યની સામાજિક ઉપયોગિતા વધારી રહ્યા હતા તેની મારા ઉપર સારી છાપ પડી હતી એટલે આ વિષય ઉપર કાઇ લખવાનો અધિકાર ન હોવા છતા ઓધવદાસજીના કાર્યને મે જે દૃષ્ટિએ જોયુ તેની આછી રૂપરેખા આપવાનો મે અહી પ્રયત્ન કર્યો છે

આઝાદી પછી આપણા દેશમા જે નવરચના થઇ રહી છે તેમા સાધુ સંસ્થા અને વ્યક્તિગત સાધુ મહારાજો ધારે

તો ખૂબ ઉપયોગી અને પ્રેરક કાર્ય કરી શકે તેમ છે. સાધુઓ પણ સમાજનું એક અંગ છે. પ્રજાની ધર્મભાવનાના કારણે વિશાળ અનુયાયી સમુદાય તેમને અનુસરતો હોય છે. ખાસ કરીને ગ્રામ-જનતાના મન ઉપર તેઓ ઊંડી અસર પાડતા હોય છે. તેથી સાધુઓ પણ જૂની પરંપરાને બદલે નવા યુગના પ્રવાહો ઝીલીને સામાજિક ઉત્કર્ષમાં ફાળો આપવાનો નિરધાર કરે તો નવરચનાના કાર્યની આડે આવતા કેટલાક માનસિક અવરોધો સહેલાઈથી દૂર કરી શકાય અને શ્રદ્ધાળુ પ્રજાને સામાજિક ફરજો અદા કરવાની પ્રેરણા પ્રાપ્ત થાય.

સંત ઓધવદાસજીનું જીવન વર્તમાન યુગમાં એક અનોખો આદર્શ રજુ કરે છે. આજના પલટાતા યુગ-પ્રવાહોને ઝીલીને, સનાતન ધર્મ અને સામાજીક સેવાનો પ્રવૃત્તિશીલ સુમેળ કેવી સુંદર રીતે સાધી શકાય તેનું જ્વલંત ઉદાહરણ સંત ઓધવદાસજીના જીવનમાંથી પ્રાપ્ત થાય છે. વિકાસ અને પરિવર્તનની પ્રક્રિયાઓ તળે સમાજના મૂલ્યો બદલાતાં હોય, સેવાનું ક્ષેત્ર વિસ્તાર પામતું હોય, રાજકારણના તખ્તા ઉપર અવનવા રંગો પથરાતા હોય–એ બધા ઝંઝાવાતની વચ્ચે, સમતોલપણે પોતાનો ધર્મ અને પોતાની ફરજ વિચારીને, યુગબળો સાથે તેનો સમન્વય કર્યાની કામગીરી પાર પાડવી એ એક મહાન સિદ્ધિ ગણાય. તેમની આ સાધના અને સિદ્ધિ ધાર્મિક ક્ષેત્રે જેટલાં ઉન્નત હતાં તેટલાં જ બલકે તેથીયે વધુ, સામાજિક સેવાના ક્ષેત્રે કામયાબ નીવડયાં. સંત ઓધવદાસની સાચી મહત્તા

આમાં જ રહેતી હતી.

કચ્છના આ સાધુ પુરુષનો જન્મ જખૌમાં સંવત ૧૯૪૫ના રામનવમીના પવિત્ર દિને, ખેતીના વ્યવસાયવાળા ભાનુશાળી કુટુંબમાં થયો હતો. તેમના પિતા હેમરાજ અને માતા ચાંગબાઇ અત્યંત ધર્મપરાયણ હતાં. ધર્મ ભાવના અને ભજનોની ધૂન-આ રીતે ઓધવદાસજીના જીવનમાં જન્મથી જ વણાયેલાં હતાં. એમની બાલ્યાવસ્થા વડિલોના આવા ધાર્મિક સંસ્કારોની અસર તળે પસાર થઇ અને દિનપ્રતિદિન વિકાસ પામતી રહી. ગામડામાં પ્રાપ્ત થઇ શકે એટલું શિક્ષણ અને પિતાના ખેતીના ધંધાની તાલીમ લેવા સાથે સાથે, ઓધવદાસજીએ સારા ભજનિક અને કથાકારની કુશળતા પણ પ્રાપ્ત કરી.

પિતાના અવસાન બાદ કુટુંબનો બોજો પોતાના માથે આવ્યો અને તેમણે એ ઉપાડયો પણ ખરો. પરંતુ એમનું ચિત્ત તો ધર્મ-ભકિતના રંગે વધુ ને વધુ રંગાતું ગયું. સંવત ૧૯૫૯માં તેઓ મુંબઇ ગયા. ત્યાં હરિશ્ચંદ્રની કથા દ્વારા તેમણે પોતાનું અંતર ખોલવા માંડયું, છતાં એમના આત્માને કયાંય ચેન પડતું નહોતું. મન વૈરાગ્ય તરફ ઢળતું હતું. મુંબઇ છોડીને વતન પાછા ફર્યા બાદ મંજલમાં સાધુ પૂર્ણરામજીનું સાનિધ્ય મેળવ્યું. મુંબઇ-કચ્છના પર્યટનો અને એ અરસામાંની વિવિધ ભજનિક પ્રવૃત્તિઓ પણ તેમના આત્માને શાંતિ આપી શકયાં નહીં, તેથી તેમણે સારાય કચ્છમાં પરિભ્રમણ પદયાત્રાનો આરંભ કર્યો

આ રીતે ફરતાં ફરતાં વાંઢાયમાં સંત ઇશ્વરરામજીના આશ્રમે તેઓ આવી પહોંચ્યા. ત્યાં સંત લાલરામજી આશ્રમનો વ્યવહાર સંભાળતા હતા. ઓધવદાસજીને આ સ્થળ ગમ્યું, અને લાલરામજી પ્રત્યે હૃદયમાં પૂજ્યભાવ પ્રગટ્યો. સંવત ૧૯૭૧માં સંત લાલરામજીનો દેહવિલય થતાં, આશ્રમનાં સંચાલનનો ભાર ઓધવદાસજી ઉપર આવ્યો. તેમણે પોતાના ગુરૂના માર્ગે ચાલીને શ્રદ્ધાપૂર્વક આશ્રમનું સંચાલન કર્યું. તેઓ આ સમય દરમયાન આત્માના કલ્યાણના માર્ગે પ્રવૃત્ત થયા અને કથાકાર–ભજનિકની કક્ષામાંથી નીકળીને સાધક બન્યા. ધ્યાન, ચિંતન, મનન વિગેરે માર્ગો દ્વારા તેમણે આત્મતત્વની ઉપાસના શરૂ કરી અને વર્ષો સુધી તે ચાલુ રહી.

આ સમય દરમિયાન ઓધવદાસજીને લાગ્યું કે ધર્મના સુપ્રચાર માટે શિક્ષણ એક આવશ્યક સાધન છે, તેથી તેમણે વાંઢાયના આશ્રમમાં ગુરૂકુળ સ્થાપવાનું નક્કી કર્યું. સંવત ૧૯૯૨ના અક્ષયતૃતિયાના શુભ દિને ગુરૂકુળના મકાનનું ખાતમુહૂર્ત તેમણે કર્યું.

આ બધા સમય દરમિયાન ઓધવદાસજીની સાધુ તરીકેની ખ્યાતિ પ્રસરી રહી હતી. પરંતુ આ સાધુ કાંઇક જુદી જ કક્ષાનો હતો. સનાતન ધર્મના નિશ્ચિત વર્તુળોમાં એનું વ્યક્તિત્વ રૂંધાઇ રહે તેવું નહોતું. એ સમયના કચ્છના રાજ્યતંત્રને કોઇકની ઉશ્કેરણીથી આ સાધુની નિર્દોષ પ્રવૃત્તિ પણ કાંઇક ભયભરેલી જણાઇ. આથી

કચ્છના રાજ્યે એમના આશ્રમને સીલ કરી દેવાનો હુકમ છોડયો.

રાજ્યસત્તાના આવા આકરા પ્રહાર સામે પણ સાધુ ઓધવદાસજી એક સાચા સાધુને છાજે તેવી જ રીતે વર્ત્યા. સત્ય અને અહિંસાનો સિદ્ધાંત તેમણે આ પ્રસંગે આચરણમાં મૂકી બતાવ્યો. એમના આવા ઊંચી કોટીના વ્યકિતત્વનો પરિચય થતાં, રાજ્યના કર્મચારીઓએ પણ કહ્યું કે આશ્રમ સામે આક્રમણ કરવામાં રાજ્ય ભૂલ કરે છે; તેથી તેમણે આશ્રમની પ્રવૃત્તિઓ અંગેની સાચી હકીકત મહારાવશ્રી સમક્ષ રજુ કરી. પરિણામે રાજ્યનો હુકમ પાછો ખેંચાયો, આશ્રમ ઉપરનાં સીલ દૂર થયાં અને ગુરુકુળનાં મકાનનુ બાંધકામ આગળ ચાલ્યું. સાધુ ઓધવદાસજીનાં તપોબળે મહારાવશ્રીનો હૃદયપલટો કરાવ્યાનો આ પ્રસંગ એક ચમત્કારીક ઘટના ગણાય તેવો છે. છતાંય એવા પ્રકારની નામના મેળવવાના મોહથી ઓધવદાસજી તદ્દન દૂર જ રહ્યા હતા. એ કારણે આવા ઐતિહાસિક પ્રસંગને તેમણે જીવનની એક સામાન્ય ઘટના તરીકે જ સ્વીકારીને પોતાનું કાર્ય આગળ ચલાવ્યે રાખ્યું. સંવત ૧૯૯૩ના વર્ષમાં 'વસંતપંચમીના દિને આ મકાનનું બાંધકામ પુરૂં થતાં, ગુરૂકુળનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું, ત્યારથી આશ્રમનો સર્વદેશીય વિકાસ થતો રહ્યો.

ઓધવદાસજીની રાહબરી તળે ગુરુકુળ તો ફાલ્યું ફૂલ્યું. એ ઉપરાંત અંધશાળા, નિવાસગૃહ, પરિવારગૃહ, ભોજન-

શાળા, દવાખાનું, વ્યાયામશાળા, અતિથિગૃહ વિગેરે.... વિગેરે વિભાગો આશ્રમમાં એકપછી એક ઉમેરાતા ગયા અને એ આશ્રમનું એક જીવંત, પ્રાણવાન સંસ્થામાં પરિવર્તન થયું.

આ અરસામાં જ દેશમાં આઝાદીનાં મંગળાચરણ થયાં હતાં, અને દેશી રિયાસતોનું વિલિનિકરણ શરુ થયું હતું. આઝાદી અને આબાદીની આ નવી હવા કચ્છને પણ સ્પર્શી ચૂકી હતી અને ઓધવદાસજીની કામગીરી ઉપર નવયુગનો પ્રકાશ પથરાઇ રહ્યો હતો. એમની ધર્મભાવનાનું ક્ષેત્ર દિનપ્રતિદિન વિશાળ થયું હતું, અને માનવસેવા એ પણ એક પરમ ધર્મ છે એ ભાવનાને તેઓ મૂર્તિમંત કરવા લાગ્યા હતા. આત્મકલ્યાણના ક્ષેત્રે તેઓ સાધકમાંથી જેમ જેમ વધુ ઉચ્ચ સિદ્ધિની કક્ષાએ પહોંચતા ગયા તેમતેમ સનાતન ધર્મ, માનવધર્મ અને રાષ્ટ્રધર્મ વચ્ચેના ભેદ ભૂંસાવા લાગ્યા અને તેઓ પરમ સાધુની સાથે સાથે પરમ માનવ-સેવક બની રહ્યા.

એમની આ સેવાવૃત્તિનું જ્વલંત દૃષ્ટાંત સંવત ૧૯૯૧ ના દુષ્કાળમાં જોવા મળ્યું. કચ્છની જનતા અને કચ્છના પશુધન ઉપર આવી પડેલી આ કુદરતી આફતથી ઓધવદાસજીનું દિલ દ્રવી ઉઠયું. આત્માના કલ્યાણ માટેની સાધના બાજુ ઉપર મૂકીને તેમણે દીન-દુ:ખીઓની, મુંગા પશુઓની સેવા-સાધના શરૂ કરી. પહેલું માનવસેવા, ગૌસેવાનું કર્તવ્ય, પછી આત્મકલ્યાણ- એ સુત્ર એમણે

સ્વીકાર્યું. ઓધવદાસજીએ એ રીતે દુષ્કાળ નિવારણ માટે પોતાનાથી શકય તેટલી સહાય કરીને સાચા સાધુ પુરૂષ તરીકેની પોતાની પ્રતિષ્ઠાને ઉજ્જવળ બનાવી

દુષ્કાળ રાહતનું કાર્ય સમેટાઇ જતા, પાછો તેમણે આ મ કલ્યાણનો દોર પકડી લીધો અને એ માટે બદ્રીનાથની જાત્રાએ પણ જઇ આવ્યા

પરતુ સત ઓધવદાસજીના આત્માનુ સાચુ તેજ સવત ૨૦૦૪ના વર્ષમા ઝગહળી ઉઠયુ એ વર્ષે રવિ શકર મહારાજનુ કચ્છમા આગમન થયુ તેઓ અસ્પૃશ્યતા નિવારણ માટે ઉપદેશ કરતા તેની ઓધવદાસજીના મન ઉપર ઊડી અસર થઇ આભડછેટ એ અધર્મ છે, ઇશ્વરના સતાન સૌ સરખા એ સત્ય ઓધવદાસજીએ સ્વીકાર્યું અને ઇશ્વર આશ્રમ, ઇશ્વર સરોવર અને આશ્રમ સાથેની બધી જ સસ્થાઓ હરિજનો માટે ખુલ્લી મૂકવાનો તેમણે નિર્ણય કર્યો ધર્મચુસ્ત-રૂઢીચુસ્ત જનતા માટે આ નિર્ણય જેટલો આશ્ચર્યજનક હતો તેટલો જ અણધાર્યો હતો એ નિર્ણય સામે રૂઢીચુસ્ત અનુયાયીઓમા વિરોધ જાગ્યો, પરતુ સત ઓધવદાસજીના આત્માએ જે હકીકતનો સ્વીકાર કર્યો હોય તેને ખુલ્લા દીલે વ્યવહારમા મૂકવા જેટલુ નિશ્ચયબળ તેમણે દાખવ્યુ, અને સવત ૨૦૦૨નો રામ નવમીનો વાર્ષિક ઉત્સવ અસ્પૃશ્યતા નિવારણ કરીને તેમણે ઉજવ્યો આ રીતે નૂતન યુગના પ્રવાહોને ઝીલીને સામાજિક પ્રગતિમા સક્રિય ફાળો આપનાર ધાર્મિક અગ્રણીઓમા

સંત ઓધવદાસજીનું નામ મોખરે રહેશે.

ઓધવદાસજીને એમના આશ્રમ અને તેની સાથેની સંસ્થાઓની પ્રવૃત્તિઓને પણ નૂતન યુગને અનુરૂપ થાય એ રીતે વિકસાવી છે. ખેતીવાડી, આરોગ્ય, ખાદી–ગ્રામો દ્યોગ, વર્ધા તાલિમ યોજનાનો અમલ વિગેરે પ્રવૃત્તિઓ તેમણે આશ્રમમાં શરૂ કરી હતી. ખેતીવાડીના વિકાસ માટે વાંઢાયની આજુબાજુના પ્રદેશમાં તેમણે સક્રિય માર્ગદર્શન આપ્યું હતું. આશ્રમની ૪૦ એકર જમીનમાં ત્રણ કૂવા ઉપર પંપ–મશીનો ગોઠવીને ખેતી સુધારણાનો પ્રત્યક્ષ પ્રયોગ તેમણે કચ્છમાં કરી બતાવ્યો; એટલું જ નહીં પણ વિદ્યાર્થીઓને શ્રમદાનનો મહિમા શીખવીને, નૂતન ભારતના ઘડતરમાં ફાળો આપે એવા નાગરિકો તૈયાર કરવાનું કાર્ય પણ તેમણે હાથ ધર્યું હતું.

કચ્છ "ક" વર્ગનું રાજ્ય થયું ત્યારે ઇશ્વર આશ્રમ સાથે સંકળાએલી બધી સંસ્થાઓ સરકારને સોંપવામાં આવી. સામાન્ય રીતે આવા સંજોગોમાં સંસ્થાને જન્મ આપીને તેનું પોષણ કરનાર માનવી તેની નજીકજ રહેવાંનો મોહ છોડી શકતો નથી, પરંતુ ઓધવદાસજી એવી કોઇ લાલસાને વશ થયા નહીં અને આત્મકલ્યાણની સાધના અર્થે હરદ્વાર પહોંચ્યા. પરંતુ ત્યાં પણ એમનો સેવાભાવી આત્મા આત્મકલ્યાણની સાથે સાથે સેવાના ક્ષેત્રમાં વિચારવા લાગ્યો. ત્યાં તેમણે સપ્ત સરોવર વિસ્તારમાં કચ્છી લાલરામેશ્વર આશ્રમની સ્થાપના કરી. મહાત્મા ગાંધીજીની વિચારસરણીને

અનુરૂપ એવી આ આશ્રમની નિયમાવલી રાખવામાં આવી જેઓ દુન્યવી મિલ્કતનો ત્યાગ કરીને આવે તેમને જ આશ્રમમાં રહેવાનો હક્ક પ્રાપ્ત થાય. એ રીતે મહાત્માજીના સેવાગ્રામના આશ્રમનાં ધોરણે આ આશ્રમને સ્વાવલંબી બનાવવાનું ધ્યેય એમણે આશ્રમમાં મુકયું હતું. આમ નિવૃત્તિ વચ્ચે પણ પ્રવૃત્તિ ચાલુ રાખીને સાધુ જીવન અંગેનો વર્તમાન યુગને અનુરૂપ થાય એવો એક સુંદર આદર્શ સંત ઓધવદાસજીએ પુરો પાડયો.

ધર્મપ્રેમ, કેળવણી પ્રેમ, માનવ પ્રેમ, રાષ્ટ્ર પ્રેમ એમ ઉત્તરોત્તર વિસ્તાર પામતા ક્ષેત્રમાં વિચરતા સંત ઓધવદાસજી અંતે તો સર્વ દુન્યવી સાધનોનો ત્યાગ કરીને નિસ્પૃહ તપસ્વી બની હરદ્વારમાં જનક વિદેહી જેવું જીવન જીવતા હતા એ બધાનો વિચાર કરીએ છીએ ત્યારે, એમના હૃદયની વિશાળતા અને આત્માની નિર્મળતાનાં દર્શન થાય છે. અસ્પૃશ્યતાના નિવારણના કાર્યમાં તેમણે સક્રિય સાથ આપવાથી ક્ષણભર માટે તેમનો વિરોધ કરનાર જનસમુદાય ખરેખર તેમના પ્રત્યે કેટલી ઊંડી ચાહના ધરાવતો હતો તેનો પુરાવો તેમના પાનમૂર્તિપ્રતિષ્ઠા સમારંભ પ્રસંગે પ્રાપ્ત થયો. સંત ઓધવદાસજી પાનમૂર્તિ પ્રતિષ્ઠા સમારંભમાં વાંઢાયમાં તા. ૭–૪–૧૯૫૭ના ઉજવાયો એ પ્રસંગે પચાસ હજાર ઉપરાંત કચ્છી જનસમુદાયે એમને અંતિમ અંજલી આપી હતી. સનાતન ધર્મ, રાષ્ટ્ર ધર્મ અને માનવ ધર્મ વચ્ચે સુયોગ–સુમેળ સાધવો મુશ્કેલ નથી. એવો સુમેળ સ્થપાય તો જનતા તેને હંમેશા આવ-

કરે છે એ ધન્ય સંત ઓધવદાસજીના જીવનમાં અને તેમના દેહવિલય પછી પણ અનેકરૂપે પુરવાર થયું.

એક માનવ વ્યક્તિ આથી વિશેષ કઈ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે?

ભવાનજી અરજણ ખીમજી

મુંબઈ તા. ૩૧-૫-૧૯૫૮

★

# ઉપોદ્‌ઘાત

## परोपकाराय सतां विभूतय

સંત પુરૂષો પોતાનું જીવન નિરંતર પરોપકારનાં કાર્યોમાં જ વીતાવે છે. પૂજ્ય સાધુ શ્રી ઓધવદાસજી એક સાધુ પુરૂષ, પવિત્ર પુરૂષ, સંત પુરૂષ હતા. જે કોઇ એમના પરિચયમાં આવ્યા છે તે સૌ જાણે છે કે એમના જીવનની દરેક પળ સમાજના ભલામાં કે દુઃખી અને દીન વ્યક્તિઓનાં દુઃખો દૂર કરવામાં જ ગઇ છે.

એમનું હૃદય કુમળું હતું. બીજાઓનાં દુઃખ તેઓ સહન કરી શકતા નહિ અને જ્યાં જ્યાં દુઃખ કે કષ્ટ જોતા ત્યાં અંતરની તાલાવેલીથી દૂર કરવા તે હંમેશાં તત્પર રહેતા હતા.

ભારતદેશની એ પ્રણાલી રહી છે કે આ દેશમાં ખૂણે ખૂણે સાધુ સમાજે એવી વ્યક્તિઓ આપી છે કે જેમણે પોતાનું જીવન સમાજમાં, ન્યાય, નીતિ અને ધર્મનાં પ્રચારમાં જ આપ્યું છે, હજારો વર્ષોથી આપણા દેશની સંસ્કૃતિ આજ દિવસ સુધી ટકી રહી હોય તો તે આવા

સાધુ પુરૂષોને જ કારણે છે. કચ્છ પ્રદેશમાં પણ પ્રણાલિકા મુજબ એવા અનેક સંતો પાકયા છે, જેમણે કચ્છ પ્રદેશનાં જીવનમાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

પૂજ્ય ઓધવદાસજી પણ એવી વિરલ વ્યક્તિઓ પૈકીના હતા. ઘણી વખત સાધુ સમાજમાં આપણે એક જાતની જડતા કે રૂક્ષતા જોઇએ છીએ. જે સમુદાય કે મતમાં સાધુ રહે છે તેમાંથી તે બહાર નીકળી શકતા નથી; પરિણામે પવિત્ર જીવન હોવા છતાં એ વિચારોમાં અને કાર્યોમાં તે તે સમુદાયની મર્યાદા આવી જાય છે. એનું પરિણામ એ આવે છે કે સમાજજીવનના ઉત્કર્ષમાં તેઓનો ફાળો એકાંગી બની જાય છે. પૂજ્ય ઓધવદાસ ધર્મ, સંપ્રદાય કે વાડાથી પર હતા. એક દ્વારામાં એમનું જીવન વિકસેલું હોવા છતાંય તથા પોતે મહાધીશ હોવા છતાંય તેઓ બધાએથી પર રહી મુક્ત સંગી અને બ્રહ્મનિષ્ઠ બન્યા હતા. તેમનું જીવન અને વિચારધારા નિરંતર વિકાસશીલ રહ્યા હતા. આજના યુગમાં સમાજને ઊંચે લાવનાર એક સાધુ કેવા હોઇ શકે તેનો આદર્શ પદાર્થપાઠ પોતાના જીવનથી અને કાર્યોથી તેમણે આપ્યો હતો.

મારા સદ્‌ભાગ્યે છેલ્લા વીસ વર્ષથી હું એમના પરિચયમાં આવ્યો હતો અને એમની સંસ્થાઓમાં એમના સાથી તરીકે મેં કામ પણ કર્યું છે. એમનો મારા પ્રત્યે અંગત વાત્સલ્ય ભાવ રહેતો અને એ રીતે હું એમની ખૂબ નજીક આવેલો હતો તથા એમના જીવનને અને

કાર્યને ઘનિષ્ટતાથી જોવાનો મને ઘણો લાભ મળ્યો છે. મેં જે જોયું છે તેનાથી મને હંમેશાં ગર્વપૂર્વક એ લાગણી રહી છે કે, પૂજ્ય મહારાજશ્રીએ કચ્છ જેવા પછાત દેશને જે આપ્યું છે તેની નોંધ ઇતિહાસમાં મૂકવી મુશ્કેલ છે. પ્રસિદ્ધિથી તેઓ દૂર રહેતા. સેવાકાર્ય એ, દિનચર્યા જેમ સરળતાથી તેમનાં જીવનમાં વણાયેલું હતું અને તેઓ જે કંઇ કરતા તેમાં હંમેશાં આજ સદ્‌વૃત્તિ રહ્યા કરતી હતી.

કચ્છ પ્રદેશ વિષે તેમને અંગત મમતા હતી. પ્રદેશની પછાત સ્થિતિ અને તેમાં પણ વસતિ અણવિકસિત અને પછાત જ્ઞાતિઓ માટે તેઓ કાર્ય કરવામાં મશગુલ રહેતા હતા.

ધનથી મહારાજશ્રી હંમેશાં દૂર રહેવા છતાંયે ધનિકો તેમના પાસે આકર્ષાયા જતા હતા અને મહારાજશ્રીની કોઇ પણ પ્રવૃત્તિ માટે હંમેશાં એમને સાથ અને સહકાર મળ્યા કરતો હતો. પ્રણાલિકા મુજબનાં કાર્યો-જેવાં કે ગરીબોને અન્નવસ્ત્ર આપવાં, એ જાતની પ્રવૃત્તિઓ કરતા, તેમ જ આજના યુગધર્મ પ્રમાણે સમાજને ઊંચે લાવવાની જે જે પ્રવૃત્તિઓ છે તે તરફ એમણે વધારે ધ્યાન આપ્યું છે. કચ્છ જેવા પછાત પ્રદેશને કેળવણીની ખૂબ જરૂર છે એમ તેઓ માનતા. કેળવણીમાં પણ, સાચી કેળવણી કચ્છનાં બાળકોને મળે એ માટે એમની નજર હંમેશાં એ દિશા તરફ રહ્યા કરતી. કચ્છમાં સરસ્વતી [illegible]ન નામની સંસ્થા ખોલવામાં એમનો મોટો ફાળો [illegible] બાળ-

કાર્યને ઘનિષ્ઠતાથી જોવાનો મને ઘણો લાભ મળ્યો છે મેં જે જોયુ છે તેનાથી મને હમેશા ગર્વપૂર્વક એ લાગણી રહી છે કે, પૂજ્ય મહારાજશ્રીએ કચ્છ જેવા પછાત દેશને જે આપ્યુ છે તેની નોધ ઇતિહાસમા મૂકવી મુશ્કેલ છે પ્રસિધ્ધિથી તેઓ દૂર રહેતા સેવાકાર્ય એ, દિનચર્યા જેમ સરળતાથી તેમના જીવનમા વણાયેલુ હતુ અને તેઓ જે કઇ કરતા તેમા હમેશા આજ સદ્વૃત્તિ રહ્યા કરતી હતી

કચ્છ પ્રદેશ વિષે તેમને અગત મમતા હતી પ્રદેશની પછાત સ્થિતિ અને તેમા પણ વસતિ અણવિકસિત અને પછાત જ્ઞાતિઓ માટે તેઓ કાર્ય કરવામા મશગુલ રહેતા હતા

ધનથી મહારાજશ્રી હમેશા દૂર રહેવા છતાયે ધનિકો તેમના પાસે આકર્ષાયા જતા હતા અને મહારાજશ્રીની કોઇ પણ પ્રવૃત્તિ માટે હમેશા એમને સાથ અને સહકાર મળ્યા કરતો હતો પ્રણાલિકા મુજબના કાર્યો–જેવા કે ગરીબોને અન્નવસ્ત્ર આપવા, એ જાતની પ્રવૃત્તિઓ કરતા, તેમ જ આજના યુગધર્મ પ્રમાણે સમાજને ઊચે લાવવાની જે જે પ્રવૃત્તિઓ છે તે તરફ એમણે વધારે ધ્યાન આપ્યુ છે કચ્છ જેવા પછાત પ્રદેશને કેળવણીની ખૂબ જરૂર છે એમ તેઓ માનતા કેળવણીમા પણ, સાચી કેળવણી કચ્છના બાળકોને મળે એ માટે એમની નજર હમેશા એ દિશા તરફ રહ્યા કરતી કચ્છમા સરસ્વતી સદન નામની સસ્થા ખોલવામા એમનો મોટો ફાળો હતો અને ત્યારબાદ બાળ

# પૂ. મહારાજશ્રીના હસ્તાક્ષર



[illegible]

મહારાજશ્રી ઉદ્ધવદાસજીએ પોતાના એક શિષ્ય પર લખેલા પત્રમાંથી..... ........

હતી, પણ તે વખતે જ કોણ જાણે કેવી રીતે મ ાિઓર્ડરો અને અન્યથા રીતે મદદ મળતી કે જેથી સર્વને આનંદ અને આશ્ચર્ય થતું. તેઓ હંમેશાં કહેતા કે, સારું કામ લાગે તો તરત જ પ્રભુને નામે શરૂ કરી દો એની ચિંતા એ જ કરવાનો છે આપણે વળી કોણ ચિંતા કરનારા ? આ એમનું સુત્ર હતું અને એમનાં જીવન કાર્યો પૂરતું આપણે જોયું છે કે એમનાં કાર્યો માટે પ્રભુએ જ ચિંતા રાખી છે.

કેળવણીની દિશામા એમનો ફાળો બીજો પણ છે સરસ્વતી સદનની સંસ્થા ઇશ્વિરરામજી ગુરુકુળ, અંધશાળા એમણે શરૂ કરાવી હતી વાઢાયમા ખેતીશાળા પણ એમણે શરૂ કરાવી હતી આ ઉપરાત કાતણ વિભાગ, વણાટ વિભાગ પ્રત્યે એમનો ખૂબ જ પક્ષપાત હતો કચ્છમાં કેળ વણીમાં પછાત કોમો પોતપોતાના છાત્રાલયો શરૂ કરે એ પ્રવૃત્તિ પણ એમણે ઉપાડી હતી એમના પ્રયત્નોથી જ નખત્રાણામા આજે આપણે એક સરસ છાત્રાલય જોઇ શકીએ છીએ તે પૂજ્ય મહારાજશ્રીના પ્રેરણાનું જ પરિ-ણામ છે. તેવી જ રીતે ભાનુશાલી ભાઇઓને પણ તેમણે પ્રેરણા આપી હતી અને આજે એ જ્ઞાતિ માટે બે છાત્રા લયો અસ્તિત્વમાં આવ્યા છે તે પણ મહારાજશ્રીની જ પ્રેરણાનું પરિણામ છે. કચ્છની આહિર કોમ માટે એવું છાત્રાલય શરૂ કરવા માટે મહારાજશ્રીની ખૂબ ઇચ્છા હતી એ જ્ઞાતિના ઘણા ભાઇઓએ તે બાબતમાં પ્રયત્નો કરવા મહારાજશ્રીને વચન પણ આપેલ

સમાજને ઉપયોગી એવી શિક્ષણની ,સંસ્થાઓ શરૂ કરવામાં અને સાથે સાથે શુદ્ધ જ્ઞાન પ્રચારમાં પણ મહારાજશ્રીને ખૂબ જ રસ હતો. જે કોઇ વ્યક્તિ જ્ઞાન સંપાદન અર્થે એમની પાસે જતી તે વ્યક્તિને સમય કાઢીને પણ તેઓ શીખવતા અને પોતાના આશ્રમમાં ઘણી વ્યક્તિઓને તેમણે સંસ્કૃત ભાષા શીખવી છે એટલું જ નહિ પણ ધર્મશાસ્ત્રનાં પઠનપાઠનમાં પણ તેમણે અંગત મદદ કરી છે. તેમને સંસ્કૃત ભાષાનું સારું જ્ઞાન હતું અને ધર્મશાસ્ત્રોનો ઊંડો અભ્યાસ હતો. પોતે જ્ઞાની હોવા છતાં દરરોજ શાસ્ત્રાભ્યાસમાં જ સમય વીતાવતા અને જ્યારે જ્ઞાનચર્ચા થતી ત્યારે ઉત્સાહભેર તેમાં ભાગ લેતા હતા. નિરંતર દરરોજ જ્ઞાન મેળવ્યા કરવું, નવા નવા વિચારો સમજવા અને અપનાવવા અને પોતાના જીવનનો વિકાસ વધતો રહે એ એમની દૃષ્ટિ હતી. એમની એ ખાસ હથરોટી હતી કે સાદામાં સાદા ગામડીયા સાથે જેટલી સરળતાથી વાતો કરી શકતા તેટલી જ સરળતાથી ઉચ્ચ કેળવાયેલા પુરૂષો સાથે પણ ચર્ચા કરતા.

એમનાં જીવનમાં મને જે વધારે ગમ્યું એ તત્ત્વ એ છે કે મહારાજશ્રી પૂરેપૂરા રાષ્ટ્રવાદી હતા. ભારત દેશ જ્યારે પરતંત્ર હતો તે વાત એમને સાલ્યા કરતી. ગાંધીજીના મહારાજશ્રી ભક્ત હતા. ગાંધીજીની ઘણી વાતો તેમણે પોતાનાં જીવનમાં અપનાવી હતી. તેઓ હંમેશાં રેંટીઓ કાંતતા, ખાદી સિવાય અન્ય વસ્ત્ર પરિધાન કરતા નહિ, હરિજનો માટે તેમણે અંગત મમતા કેળવી હતી. જે

જમાનામાં હરિજનને સ્પર્શવાની વાત કરવી એ મઠાધીશ માટે ભયંકર વસ્તુ ગણાતી તે જમાનામાં પણ હિંમતથી તેમણે હરિજનોને પોતાના દ્વારામાં દાખલ કર્યા હતા, તેમ જ ઇશ્વરરામજી ગુરુકુળમાં હરિજન વિદ્યાર્થીઓને પ્રવેશ આપ્યો હતો. આ કાર્યો માટે મહારાજશ્રીની ઘણી નિંદા થઇ હતી પણ તેની દરકાર મહારાજશ્રીએ રાખી નહિ. છેવટ સુધી ગાંધી વિચારસરણીના એક નમુનેદાર ભક્ત તેઓ રહ્યા હતા.

રાષ્ટ્રવાદની પ્રવૃત્તિને મહારાજશ્રીએ હંમેશાં હુંફ આપી છે ભારત દેશની સ્વતંત્રતાની ચળવળ પ્રત્યે હંમેશાં તેમની મીઠી નજર હતી મારા જેવા રાજકારણના કાર્યકર્તાને પણ મહારાજશ્રીની પ્રેરણા અને હુંફ મળતાં. સ્વતંત્રતા મેળવ્યા બાદ રાજકારણની પ્રવૃત્તિથી મહારાજશ્રી હંમેશાં દૂર રહેતા હતા તે છતાંએ જ્યાં જ્યાં ગાંધીજીની કે કોંગ્રેસ સંસ્થાની નિંદા થતી–મહારાજશ્રીને સાંભળવા મળતી ત્યારે તેઓ દુઃખી થતા અને ઘણી વખત સ્પષ્ટ વકતા તરીકે નિંદા કરનારને સંભળાવી પણ દેતા હતા. મને એક પ્રસંગ યાદ આવે છે કે, એક સભામાં કોઇ એક વ્યક્તિએ સહેજ નિંદાત્મક ભાષણ કર્યું. મહારાજશ્રી તે સભામાં બોલવાના પણ નહિ હતા તે છતાં પોતે ઊભા થઇ બોધદાયક રીતે એવો તો સરસ જવાબ આપ્યો કે શ્રોતાઓના મન તેમણે પીગળાવી નાંખ્યા હતા મહારાજશ્રીનું માનવું હતું કે આજના યુગમાં સાધુ પુરુષોએ બહાર આવી જ્યાં જ્યાં સારી પ્રવૃત્તિઓ થતી હોય ત્યાં ત્યાં તે

પ્રવૃત્તિઓને ટકાવવી તથા તે પ્રવૃત્તિ વિરૂદ્ધ થતા હુમ-
લાથી તે પ્રવૃત્તિને બચાવવી

મહારાજશ્રીનું જીવન, તેઓ મુક્ત સંગી અને નિર્લેપ જીવન જીવતા હોવા છતાંય અનેક પાસાંઓથી ભરપુર હતું.

રાષ્ટ્રવાદ પ્રત્યે પ્રીતિ, ધાર્મિક જ્ઞાન પ્રચાર, સમાજના દરેક ક્ષેત્રમાં નૈતિ અને ધર્મનું અવલંબન થાય એ તરફની પ્રવૃતિ, ઉપરાંતમાં પણ ગ્રામોદ્યોગો, હરિજન ઉધ્ધાર, બાળકોનો વિકાસ, ખેતી સુધારણા, પંચાયત પ્રવૃતિ, આવી અનેક પ્રવૃત્તિઓમાં મહારાજશ્રી રસ લેતા અને પોતાની પ્રેરણા તે તે પ્રવૃત્તિઓને આપતા. મહારાજશ્રીના જીવનમાં ખૂબ સાદાઇ અને નમ્રતા તેમણે કેળવી હતી છતાં એ જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે સ્પષ્ટ વકતા પણ બની જતા. કચ્છ પ્રદેશમાં લોકોનો આદર તેમના પ્રત્યે એટલો બધો હતો કે મહારાજશ્રીનું પડેલું વચન ઉપાડી લેવામાં સૌ કોઇ ગર્વ અનુભવતા.

આજે પણ અંગત પરિચયમાં આવેલા મહારાજશ્રીના એટલા બધા ભકતો છે કે તેઓને મહારાજશ્રીની ખોટ સાલ્યા જ કરે છે.

જે કંઇ વિચારવું કે બોલવું તે કરી બતાવવું એ ખ્યાલ એમણે હંમેશાં રાખ્યો હતો. બીજાઓને ઉપદેશ કરતી વખતે પોતાના જીવનમાં એમનું પાલન પૂરેપૂરું

કરવું જરૂરી છે અને પોતાનાં જીવનમાં ઉતારેલા ગુણો એ જ સાચામાં સાચો જ્ઞાનપ્રચાર છે એ એમના વિચારો હતા. એને માટે જે કંઇ તપશ્ચર્યા કરવી પડે એટલી તપશ્ચર્યા પૂરી કરતા. મને એક પ્રસંગ યાદ આવે છે. ગુરુકુળ સંસ્થા પાસે કેટલાંક ખેતરો હતાં. સંસ્થા દ્વારા ચાલતી આ ખેતીમાં નુકસાન આવતું હતું એટલે સંસ્થાએ આ ખેતી–પ્રવૃત્તિ બંધ કરવી જ જોઇએ એવો સરંક્ષક સમિતિએ નિર્ણય લઇ લીધો. મહારાજશ્રીને એ વાત ગમી ન હતી અને તરત જ તેઓએ બધી ખેતી પોતા પર લઇ લીધી હતી અને એક ખેડૂત કે મજુર તરીકે એ ખેતી તેમણે ચલાવી અને ખેતીમાં નુકસાન જતું નથી, એવું સિધ્ધ કરી બતાવ્યું. ખેતીની જવાબદારી એમણે સંભાળી લીધી ત્યારે એક મજુર તરીકે મહારાજશ્રી કામ કરતા હતા એ, જોનારને અનેરું દૃશ્ય લાગતું.

મહારાજશ્રીનાં છેલ્લાં વર્ષો આધ્યાત્મિકતાની ઉચ્ચ કક્ષાનાં હતાં, મહારાજશ્રીએ બ્રહ્મદશા પ્રાપ્ત કરી હતી કે કેમ તેનો નિર્ણય તો એ વિષયમાં સમજનાર ભાઇઓ આપી શકે. પણ છેલ્લા દિવસોમાં મહારાજશ્રીએ અંગત વાતોમાં મને એમ કહ્યાનું યાદ આવે છે કે, 'પ્રેમજીભાઇ, હવે તો હું મારા ભગવાનની પાસે જઇ રહ્યો છું. આ શરીરે ઘણું કામ કર્યું. હવે જે થોડો વખત છે તે વખતનો ઉપયોગ તો બ્રહ્મદર્શનમાં જ ગાળવો એવું મન થયા કરે છે" છેલ્લા બે વર્ષો તેમણે હરિદ્વારમાં ગંગાકિનારે સપ્તઋષિ આશ્રમની બાજુમાં પોતાનો કચ્છી લાલરામેશ્વર આશ્રમ

બનાવી તેમાં ગાળ્યો હતો અને નિરંતર પ્રભુમાં લીન થવાની અવસ્થામાં જ રહેતા હતા છેલ્લા દિવસોમાં મહારાજશ્રીને ચક્ષુમાં મોતિયાના દર્દને કારણે જોવાની તકલીફ થઇ હતી પણ મહારાજશ્રી હસતાં હસતા હમેશાં કહેતા કે, "પ્રભુએ હવે મને સગવડ કરી આપી છે, બહાર જોવાને બદલે અંતરમાં જોવાની સગવડ કરી આપી છે."

કચ્છભૂમિ તરફ મહારાજશ્રીનું મમત્વ હતું અને તે કારણે હરિદ્વારનાં આશ્રમને છોડી કચ્છ વાઢાય આશ્રમમાં આવી રહ્યા અને ત્યાંજ પોતાનો દેહ છોડયો હતો. મહારાજશ્રીના પરમધામ જવાના આગલા દિવસે જે જે ભાઇઓ એમને મળ્યા છે તેઓ મહારાજશ્રીની શાંતિ, પ્રસન્નતા અને વાત્સલ્યનાં આજે પણ વખાણ કરે છે. મહારાજશ્રીનાં પરમધામ જવાથી એમના ભકત–સમુદાયને ખૂબજ આઘાત પહોંચ્યો છે અને કચ્છ પ્રદેશની વસતિને તેમના જવાથી મોટી ઉણપ ઉભી થઇ છે.

મહારાજશ્રી એક ઉચ્ચ કોટીના સાધુ પુરુષ હતા, ગાંધી ભકત હતા, રાષ્ટ્રપ્રેમી હતા અને સૌથી વિશેષ કચ્છ-પ્રેમી હતા. કચ્છની ભૂમિએ એક સંત અને સાધુ પુરુષ, અને પોતાનો જ પનોતો સપુત ખોયો છે. પ્રભુ, આવા સાધુ પુરુષોનું જીવન ચરિત્ર, બીજાના જીવનને ઉજ્વાળવામાં સહાય કરો. અસ્તુ.

પ્રેમજી ભવાનજી ઠક્કર.

મુંબઇ, તા. ૮–૮–૧૯૫૯

# નિવેદન



સંત ઓદ્ધવદાસજી એ આપણા કચ્છની મહામૂલી શક્તિ હતા. એમના પરમધામ જવાથી કચ્છ દેશને મોટી ખોટ પડી છે. એમનો ભક્ત–સમુદાય કચ્છમાં અને કચ્છ બહાર મોટા સમુદાયમાં છે. એમના ભકતો, સહાયકો, અને પ્રસંશકોનાં દિલમાં સંત ઓદ્ધવદાસ પ્રત્યે હમેશાં પૂજ્યભાવ રહ્યો છે. એમના પરમધામ જવાને કારણે આ સમુદાયનાં દિલમાં સંતનું કંઇક સ્મરણ કરવાની ભાવના જાગી.

આ ભાવનાને અનુરૂપ એક જાહેર શોકસભા મુંબઇમાં તા. ૩૧–૧–૫૯ના દિને મુંબઇ સરકારના નાયબ પ્રધાન માનનીય શ્રી પ્રેમજી ભવાનજી ઠક્કરના પ્રમુખપદે બોલાવવામાં આવી હતી: તે સભામાં પૂજ્ય સંત ઓધ્ધવદાસને તેમણે કચ્છને આપેલી સેવાઓ બદલ ભાવભરી અંજલીઓ આપવામાં આવી હતી, તથા એક સ્મારક ઉભું કરવાનો નિર્ણય લેવામાં આવ્યો હતો. તે માટે નીચે દર્શાવેલા ભાઇઓની એક સ્મારક સમિતિ નીમવામાં આવી હતી.

**પ્રમુખ**

૧. શ્રી. હરીદાસ વેલજી

**ઉપ-પ્રમુખ**

૨. શ્રી. રતનશી ખીમજી પટેલ

**ખજાનચી**

૩. શ્રી. છગનલાલ વેલજી

**માનદ્‌ મંત્રીઓ**

૪. શ્રી. વીશનજી કાનજી શ્રોફ

૫. શ્રી. અર્જુન ખીમજી સેજપાલ

૬. શ્રી. શીવદાસ કાનજી પટેલ

**સભ્યો**

૭. શ્રી. પ્રેમજી ભવાનજી ઠક્કર (નાયબ પ્રધાન, રસ્તા, ઈમારતો બાંધકામ ખાતું, મુંબઈ રાજ્ય)

૮. શ્રી. ગોરધનદાસ આણંદજી ઠક્કર (ન્યાયમૂર્તિ, સીટી સીવીલ કોર્ટ)

૯. શ્રી. નરસિદાસ માધવજી માથકવાલા

૧૦. શ્રી છોટાલાલ ધર્મસિંહ જોષી

૧૧. શ્રી નરસિંહભાઈ મનજી જેરામ

૧૨. શ્રી. જમનાદાસ ખીમજી કોઠારી

૧૩. શ્રી. ભીમજી રતનશી રૂપારેલ

૧૪. શ્રી. કૃષ્ણદાસ હીરજી પંજુઆણી (એમ.એલ.સી.)

૧૫. શ્રી. હાકરશી નરશી કોઠારી

૧૬. શ્રી. ખીમજી શામજી પોપટ

૧૭. શ્રી. શિવગણ રાજા પટેલ

આ સ્મારક સમિતિએ સંતના ભક્તો અને પ્રેમીજનો પાસેથી સ્મારક ભંડોળ એકત્ર કરવાનું નક્કી કર્યું, અને

એ ભંડોળમાં કુલ્લે રૂા. ૭૯૨૪.૫૦ની રકમ વસુલ થઇ હતી. સ્મારક સમિતિએ સંત ઓદ્ધવદાસનાં સંભારણા તરીકે એમના જીવન ચરિત્ર તથા જીવનનાં પ્રસંગો આલેખતો એક સ્મારક-ગ્રંથ પ્રકાશિત કરવાનું નક્કી કર્યું.

આ પુસ્તક સંપાદન કરવાનું કાર્ય શ્રી. પ્રેમજી ભવાનજી ઠક્કર તથા શ્રી. રસિકલાલ જોષીને સોંપવામાં આવ્યું તથા સંત ઓદ્ધવદાસનાં પ્રસંગમાં જે જે ભાઇઓ આવ્યા હોય તેમની પાસેથી; સંતનાં જીવનપ્રસંગો તથા સતને લગતું જે કંઇ સાહિત્ય હોય તે મેળવવા જાહેર અપીલ કરવામાં આવી, તેમ વ્યક્તિગત પત્રોથી પણ વિનતીઓ કરવામાં આવી. આ વિનંતીનો યથેચ્છ જવાબ પણ મળ્યો અને સ્મારક સમિતિની પાસે ઠીક ઠીક સાહિત્ય એકત્ર થયું.

આ બધી સામગ્રી પરથી તથા બીજી રીતે ઉપલબ્ધ માહિતીઓના આધારે શ્રી રસિકલાલ જોષીને આ સ્મારક ગ્રંથ લખવાનું કાર્ય સોંપવામાં આવ્યું. એમણે પરિશ્રમ લઇને આ ગ્રંથ તૈયાર કર્યો છે, જે જાહેર જનતા સમક્ષ મૂકતાં અમને ગૌરવ થાય છે. સમિતિની કલ્પના સંતના સંભારણાં પુસ્તકાકારે બહાર પડે એવી હતી આ પુસ્તકમાં એવા ઘણા પ્રસંગો અને સંસ્મરણો સંકલિત કરવામાં આવ્યા છે. આ પુસ્તકથી સંતનાં ભકત સમુદાયને તથા જાહેર જનતાને સંત વિષે ઘણું જાણવાનું મળશે એવી શ્રધ્ધા છે.

આ પુસ્તકનું સંપાદન કાર્ય કરવામાં ઘણા મિત્રોએ

ખૂબ ખૂબ મહેનત લીધી છે તેમનો જાહેર રીતે આભાર માનવાની અમે તક લઇએ છીએ તેમજ પૂજ્ય સ્વામી શ્રી માધવતીર્થજી અને જે જે ભાઇઓએ સાહિત્ય મોકલાવ્યું હોય તેમના અમે ઋણી છીએ. આ પુસ્તક તૈયાર કરવામાં ભાઇશ્રી રસિકલાલ જોષીએ જે પ્રેમપૂર્વક મહેનત લીધી છે તે બદલ તેમની આભારપૂર્વક નોંધ પણ અમારે લેવી જોઇએ.

સ્મારક ભંડોળમાં અમને દાતાઓએ સામેથી આવીને મદદ કરી હોવાના પ્રસંગો પણ બન્યા છે. અજાણી રીતે સીધી મદદ પણ પોતાની મેળે આ ભંડોળમાં આવી છે. આ બધા દાતાઓ અને સહાયકોનો આભાર માનીને આ પ્રસંગે અમે અમારૂં ઋણ અદા કરીએ છીએ. ભંડોળમાં એકઠા થયેલ રૂા. ૭૬૨૪.૫૦માંથી રૂા. ૪૦૦૦) વાંઢાય મુકામે ઉજવાયેલ સંતનાં પાનમૂર્તિ સમારંભ ઉત્સવ પ્રસંગે સ્થાનિક સમિતિનાં ભંડોળમાં સ્મારક સમિતિ તરફથી સમિતિના મંત્રી શ્રી. વિશનજી કાનજી શ્રોફ મારફતે મોકલવામાં આવેલ. બાકી રહેલ રકમમાંથી આ પુસ્તક પ્રકાશન અંગે ખરચ કરવામાં આવેલ છે. જેનો હિસાબ જુદો બહાર પાડવામાં આવશે. આ પુસ્તકમાંથી થોડી નકલો સંસ્થાઓને તથા નિશ્ચિત સજ્જનોને ભેટ મોકલવામાં આવશે અને બાકીની નકલો પડતર કીંમત કરતાં ઓછી

કીંમતે વેચવાનું સમિતિએ નકકી કર્યું છે. આ પુસ્તક મોટા પ્રમાણમાં વંચાય એ જોવાની સમિતિની ભાવના છે.

પુસ્તકની પ્રસ્તાવના લખવાનું કાર્ય અમારી નમ્ર વિનંતીને માન આપીને, પોતાના મૂલ્યવાન સમયનો ભોગ આપીને શ્રી ભવાનજી અરજણ ખીમજીએ સ્વીકાર્યું અને લખી આપી તે બદલ એમનો આભાર માનીએ છીએ. પુસ્તકનાં પ્રુફો તપાસી સુધારા કરવામાં શ્રી છગનલાલ વેલજીએ જે પરિશ્રમ લીધો છે તેમનો તથા પુસ્તક ઝડપથી છાપી તૈયાર કરનાર શ્રી. દિનેશભાઇ મોતીવાલાનો આભાર માનીએ છીએ.

સ્મારક સમિતિનાં ફાળામાં જે ભાઇઓએ પોતાના તરફથી ફાળો આપી સહકાર આપ્યો છે તે બદલ તેમનો અમે ફરી આભાર માનીએ છીએ.

સંત ઓદ્ધવદાસજીનું જીવન એટલું બધું ભવ્ય હતું, (એમની પ્રવૃત્તિઓ એટલી બધી પરમાર્થી અને અને પ્રેરણાદાયી હતી) એમનાં જીવનપ્રસંગો એટલા બધા ઉદાત્ત છે તથા એમની સીધી અને સ્પષ્ટવાણી એટલી બધી અર્થગ્રાહી છે કે એ બધાને એક પુસ્તકમાં વણી લેવાનું કાર્ય કોઇ પણ લેખકને માટે વિકટકાર્ય બની જાય, પરંતુ અમે અમારા નમ્ર પ્રયાસ તરીકે એ મહાન સંતનું સંભારણું આપણી વચ્ચે રહી જાય એ શુભ હેતુથી આ પુસ્તકનું પ્રકાશન કર્યું છે. અમને

આશા છે કે અમારો આ પ્રયાસ સૌને ગમશે. સૌ કોઇ આ પુસ્તક વાંચશે અને તેમાંથી પ્રેરણા મેળવશે. અસ્તુ

લી. સેવકો

વિશનજી કાનજી શ્રોફ
અર્જુન ખીમજી સેજપાલ
શીવદાસ કાનજી પટેલ
પૂ. મ. શ્રી ઉ. સ્મારક સમિતિ,
સહમંત્રાઓ

મુંબઇ,
તા. ૧૫ ઓગસ્ટ ૧૯૫૯.
(સ્વાતંત્ર્ય દિન)



## પૂ. મ. શ્રી. ઉદ્ધવદાસજીનાં સ્મારક ફંડમાં ફાળો ભરનારની નામાવલી



| | | |
|---|---|---|
| ૫૦૧ | ૦૦ | મેસર્સ પ્રેમજી હરીદાસની કું. |
| ૫૦૧ | ૦૦ | મેસર્સ કાનજી જાદવજીની કું. |
| ૫૦૧ | ૦૦ | શ્રીયુત નરશીદાસ માધવજી માથકવાલા |
| ૩૦૧ | ૦૦ | ,, શામજી કલ્યાણજી |
| ૩૦૧ | ૦૦ | ,, હીરજી કેશવજી કેસરવાલા |
| ૨૫૧ | ૦૦ | ,, છોટાલાલ ધર્મસિંહ જોષી |
| ૨૫૧ | ૦૦ | ,, રણછોડદાસ વેલજી |
| ૨૫૧ | ૦૦ | ,, ગોવિંદજી રાઘવજી |
| ૧૫૧ | ૦૦ | ,, ખીમજી વીરજી |
| ૧૫૧ | ૦૦ | ,, વિશનજી કાનજી શ્રોફ |
| ૧૫૧ | ૦૦ | ,, રામજી લક્ષ્મીદાસ |
| ૧૦૧ | ૦૦ | ,, હરજી પારપેઆ |
| ૧૦૧ | ૦૦ | ,, લાલજી અરજણ |
| ૧૦૧ | ૦૦ | ,, આધલદાસ મેઘરાજ |
| ૧૦૧ | ૦૦ | ,, પ્રધાન વેલજી |
| ૧૦૧ | ૦૦ | ,, કરમશી ત્રીકમજી |
| ૧૦૧ | ૦૦ | મેસર્સ કરસનદાસ ખીમજી એન્ડ બ્રધર્સ |

૧૦૧ ૦૦ શ્રીયુત ગોવીંદજી મોનજી
૧૦૧ ૦૦ મેસર્સ એન. દયાલજી
૧૦૧ ૦૦ શ્રીયુત મોનજી ચાંપશી
૮૨૬ ૨૫ ખાંડ બજારના બાંકડાવાલાભાઈઓ પાસેથી
૭૫૫ ૨૫ ખાંડ બજારનાં શીવનાર ભાઈ ઓ પાસેથી
૩૫૧ ૦૦ શ્રી જુના બારદાન રીપેર કરનારા ભાઈઓ પાસેથી
૧૦૨ ૫૦ શ્રી ભાત્રુંડા સેવાસમાજ તરફથી
૫૦૧ ૦૦ મીસ્રી ભાઈઓ તરફથી, હા. શ્રી શીવદાસ કાનજી પટેલ
૫૧ ૦૦ શ્રીયુત હાકરશી નરશી કોઠારી
૫૧ ૦૦ ,, પ્રાગજી ગોપાલજી
૫૧ ૦૦ ,, અરજણ કેશવજી
૫૧ ૦૦ ,, લક્ષ્મીદાસ અરજણ કોઠારી
૨૧૬ ૦૦ ,, પરચુરણ રસીદ નં. ૨૭ થી ૮૨
૨૫ ૦૦ ,, શુરજી ત્રીકમદાસ કોઠારી
૨૫ ૦૦ ,, ભાણજી દેવજી નંદા
૨૫ ૦૦ મેસર્સ કાનજી મનજી કોઠારી
૩૫ ૦૦ શ્રીયુત વિશ્રામ માધવજી ભદ્રા
૨૫ ૦૦ એક સદ્ગૃહસ્થ , હા. શ્રી હીરજી ખેતશી
૨૫ ૦૦ શ્રી વલભજી જેવત
૨૫ ૦૦ ,, ટોપણ પરસોતમ
૨૫ ૦૦ ,, કેશવજી જાદવજી વાડીના
૨૫ ૦૦ ,, ત્રીકમદાસ નારાણદાસ
૧૧ ૦૦ ,, મેઘજી જશરાજ
૧૧ ૦૦ ,, પ્રેમજી હીરજી
૧૫ ૦૦ ,, શામજી કરમશી

૧૫ ૦૦ ,, પારેખીઆ રતનશી, મોથારા
૧૧ ૦૦ ,, ત્રીકમદાસ રામજી, ગજોડ
૧૦ ૦૦ ,, નાનજી શીવજી
૧૦ ૨૫ ,, કાલીદાસ ભાણજી ઘેલા
૧૦ ૨૫ ,, ખીમજી શીવજી, હાજાપુર
૧૦ ૨૫ ,, ચત્રભુજ દેવજી વમોટીવાલા
૧૦ ૨૫ ,, ચત્રભુજ સુંદરજી, શીદવા
૧૦ ૨૫ ,, વેલજી પરસોતમ, બીટીઆરી
૧૦ ૦૦ ,, હરજી મેઘજી, મોથારા
૧૧ ૦૦ શ્રીમતી પ્રેમાબાઈ જાદવજી દેવકરણ
૧૦ ૦૦ શ્રીયુત મોરારજી રમણલાલ જોશી
૧૫ ૦૦ ,, નારાણજી રાઘવજી
૫૩ ૨૫ રૂપિયા પાંચ અને તેથી ઓછી રકમોનો ફાળો

---

૭૬૨૪.૫૦ કુલ્લે રૂપિયા



પૂજ્યપાદ મહારાજશ્રી ઉધ્ધવદાસજી
અંતિમ દર્શન



પ્રાકટ્ય : સંવત ૧૯૪૫ ચૈત્ર સુદ ૯
સ્વરૂપાવસ્થાત : સંવત ૨૦૧૩ પોષ સુદ ૧૨.

હૃદયમાં એમણે સ્થાન મેળવ્યું. સંત ઉધ્ધવદાસજી ખૂબજ લોકપ્રિય બન્યા.

એ સંત પુરુષની બાલ્યાવસ્થાની એક વાત જાણવા જેવી છે. કોઠારા પાસે આવેલા ખીરસરા ગામમાં શંકરાનંદજી નામના એક સાધુ પુરુષ વસતા હતા, આ સાધુ પુરુષની નજરમાં કિશોર ઓધવે કોણ જાણે કેમ ભારે ઊંચું સ્થાન મેળવી લીધું અને કિશોર ઓધવને શંકરાનંદજીએ પોતાની પાસે રાખી લીધા અને વિદ્યાભ્યાસ કરાવવા માંડયો.

એક દિવસ બાલ્યવયના ઓધવદાસજી કુવા પર પાણી ભરવા ગયા અને અકસ્માત પગ લપસી પડતાં કુવામાં પડી ગયા કુવાની અંદરનો એક ધારવાળો પત્થર તેમના મસ્તકમાં વાગ્યો અને મસ્તક ચીરાઇ ગયું. શંકરાનંદજી આ વખતે શ્રીમદ્ ભાગવતની કથા વાંચતા હતા. તે સફાળા ઉઠયા અને કુવામાં ઝંપલાવ્યું. ઓધવદાસજીને બહાર તો કાઢયા પરંતુ તે બેશુદ્ધ હતા. બે કલાકના સતત્ ઉપચારો પછી તે ભાનમાં આવ્યા. શંકરાનંદજીને આનંદ થયો. પરંતુ ત્યારે એ સાધુ પુરુષ શંકરાનંદજીને ખબર ન હતી કે જેમનું જીવન બચી જવા પામ્યું હતું તે સંત ઓધવદાસજી એક વખત સારાય કચ્છના પૂજનીય સંત ઓધવદાસજી બનશે અને કચ્છના હજારો અનુયાયીઓ એમનો પડયો બોલ ઝીલશે.

આમ, એક વખત તો અગ્નિએ પણ આ સંત પુરુષને બાળી જવાનો પ્રયાસ કર્યો હતો. પરંતુ અંતરયામીએ તો

આ સંત પુરુને હાથે ઘણા સત્કાર્યો કરાવવાનું નિર્માણ કર્યું હતું એટલે એમના શરીરની આસપાસ વીંટળાઇ વળેલા અગ્નિને પણ આખરે ત્યાંથી નાસી છૂટવું પડયું હતું. આ પણ ઓધવદાસજીની એ જ કિશોર અવસ્થાંમાં બન્યું હતું. શ્રાવણ માસ હતો. સંવત ૧૯૫૬ ની સાલ હતી. સાધુ પુરુષ શંકરાનંદજી ગીતાનું વાચન કરી રહ્યા હતા. કિશોર વયના ઓધવદાસજી બાજુમાં ગાયો માટે રંધાતું ખાણ જોવા ગયા. કોણ જાણે કેમ ચૂલા નજીક પહોંચતાં તેમના વસ્ત્રોને એકાએક આંચ લાગી. વસ્ત્રો બળવા લાગ્યાં અને ઓધવદાસજીએ દોટ મૂકી. તેમણે બૂમાબૂમ કરી મૂકી. શ્રોતાજનો અને શંકરાનંદજી દોડી આવ્યા, બળતાં કપડાં બુઝાવી નાખ્યા અને ઓધવદાસજીને છાતી સરસા ચાંપ્યા.

આમ સંત ઓધવદાસજી કિશોર વયના હતા ત્યારે એ વખત મૃત્યુએ તેમની સામે મ્હોં ફાડયું હતું. પણ કચ્છને ઉપકારક એવી પ્રવૃત્તિઓ એમના હાથે કરવાનું અંતરયામીએ નિર્માણ કરેલું હોઇ એ મૃત્યુ ત્યારે કયાં ને કયાં અંધકારમાં ધકેલાઇ ગયું હતું.

મહારાજશ્રી ઓધવદાસજીને આમ તો બધી જ ભૂમિ સમાન હતી પરંતુ એમનો જન્મ જખૌની ભૂમિ પર થયો હતો, અને તે દિવસ હતો એ કે જે હજારો વર્ષોથી ભારતના લોકહૃદય પર આરૂઢ થયેલો છે. 'રામનવમી'નો પવિત્ર દિવસ એ એમનો જન્મદિન અને સંવત ૧૯૪૫નું એ વર્ષ હતું. ધર્મભાવનાં પ્રત્યેના સંસ્કાર મહારાજશ્રી ઓધવ-

દાસજીને વારસામાં મળ્યા હતા. એમના પિતા હેમરાજ અને માતા હતાં ચાગબાઇ. એમ કહેવાય છે કે, માતા ચાગબાઇ ખૂબ જ ધર્મપરાયણ હતાં અને પહેલાં ઇશ્વર પ્રત્યેની ભક્તિ વિષે ઉદાસીન રહેનાર હેમરાજને માતા ચાગબાઇએ જ ધીમે ધીમે ભક્તિ માર્ગ લેતા કર્યા હતા. પાછળથી તો હેમરાજે એ માર્ગને ઉમંગભેર અપનાવ્યો હતો અને દિવસનો મોટો ભાગ એ ભજનમંડળી અને કથાવાર્તાના શ્રવણમાં ગાળતા થયા હતા. ભાનુશાલી કુટુંબમાં જન્મ્યા હોઇને સંત ઓધવદાસજીના પૂર્વજોનો વ્યવસાય તો ખેતીનો હતો. પરંતુ વારસામાં મળેલા ધર્મના સંસ્કાર અને બાલ્યાવસ્થામાં મળેલા ધાર્મિક શિક્ષણને કારણે મહારાજશ્રી ઓધવદાસજીનું મન ખેતીમાં લાગ્યું નહિ. વારસામાં મળેલા ધર્મના સંસ્કારને કારણે મહારાજશ્રી બાલ્યાવસ્થામાં હતા ત્યારે ભજનો ગવાતા ત્યાં દોડી જતા અને કલાકો સુધી ભજનમંડળી વચ્ચે બેસી ધુન જમાવતા. તેઓ પોતે પણ ઘણીવાર ભજનો ગાવા લાગી જતા અને તન્મય થઇ કલાકો સુધી ભજનો ગાતા. ભજનોની ધુનમાં તેમને ખાવાપીવાની પણ પડી ન હતી. તેમનું આ જાતનું વલણ તુરત જ તેમના માતાપિતાના ધ્યાનમાં આવ્યું હતું અને પુત્રનું વલણ કઇ બાજુ જઇ રહ્યું છે તે તેમને સમજાયું હતું.

... મહારાજશ્રીના પિતાશ્રી હેમરાજ મુંબઇમાં હતા ત્યાં બિમાર પડ્યા. તેમણે મહારાજશ્રીને અને મહારાજશ્રીના માતુશ્રી ચાગબાઇને મુંબઇમાં બોલાવ્યા. પથારી પાસે જ્યારે

મહારાજશ્રી અને તેમના માતુશ્રી ચાગબાઇ બેઠા હતા ત્યારે ભકત હેમરાજે ચાગબાઇને કહ્યું, 'તું જાણે છે ને કે આ છોકરાનું વલણ ધર્મભાવના તરફ વધુ ઢળતું છે. આ પૂર્વના સંસ્કારોનું પરિણામ હોવું જોઇએ એમ હું માનું છું. એને એ માર્ગે જવું હોય તો જવા દેજે, આડે નહિ આવતી.' આટલું બોલી ભકત હેમરાજે પોતાની આંખો ફેરવી દીધી.

મહારાજશ્રી પછી કચ્છ તો આવ્યા પણ થોડા સમયમાં જ એમને સમજાયું કે ધંધો કર્યા વિના ચાલે તેમ નથી; કારણ કે કુટુંબના ભરણપોષણની જવાબદારી તેમનાં પર આવી પડી હતી. ધર્મ તરફ ઢળેલું મન આમ સંજોગોના દબાણને વશ થઇ સંસાર તરફ ઢળ્યું અને મહારાજશ્રીએ મુંબઇની વાટ લીધી. એ વર્ષ હતું સંવત ૧૯૫૯નું,

મુંબઇમાં તેઓ ધંધામાં તો લાગ્યા પરંતુ એમનું મન તો મુંબઇમાં પણ ભજનકીર્તન, કથા–વાર્તા અને હરિકીર્તન સાંભળવા મળે તેની પાછળ જ દોડતું હતું. અને એક દિવસ અનાયાસે મહારાજશ્રીને હરિશ્ચંદ્રનું વ્યાખ્યાન સાંભળવા મળી ગયું. આ આખ્યાન સાંભળતાં જ મહારાજશ્રીમાં ફરીને પૂર્વ સંસ્કાર જાગૃત થયા. તેમને થયું કે કયાં સત્યને માટે સર્વસ્વ હોમનાર હરિશ્ચંદ્ર અને કયાં આપણે માયાવી માનવીઓ!

સત્યવાદી હરિશ્ચંદ્રના અદ્‌ભુત ચારિત્ર્યબળે મહારાજશ્રીના હૃદયમાં ભારે તોફાન જાગ્યું. તેમને થયું–શું આ દેહ માત્ર રોટલો રળવા માટે જ સર્જાયો હશે? નાં, નાં, એમ

ન બને! જ્ઞાન મેળવી ભાન ભૂલેલાંઓને સાચો માર્ગ બતાવવો, દુઃખીયાંની વહાર કરવી અને લોકોને સદ્‌માર્ગે દોરવવા ધર્મભાવના ફેલાવવા ગામેગામ પરિભ્રમણ કરવું, એજ સાચો માર્ગ છે. પોતાના માટે નહિ પરંતુ બીજાઓ માટે જીવીએ તો જીવનની સાર્થકતા તે રાત્રે ઘેર આવ્યા પછી મહારાજશ્રીના હૃદયમાં આવું જબ્બર મનોમંથન ચાલ્યું હતું અને આ અત્યારનું જીવન એ જીવન નથી એમ વિચારતાં તેમની આંખમાથી અશ્રુપ્રવાહ ચાલ્યો હતો. તેમણે અંતર્યામીને પ્રાર્થના કરી કે, 'હે પ્રભુ! આ વ્યવહારની આપત્તીમાંથી મને મુકત કરો તો આજે જ આપનું ભજન અને સતત્ સ્મરણ કરવા આ મોહમયી નગરીને છોડીને ચાલ્યો જાઉં.'

હૃદયમાં જાગેલા તોફાનના ઝંઝાવાતે આખરે મહારાજશ્રીજી પર વિજય મેળવ્યો. તેમણે મુંબાઇ છોડયું. કચ્છમાં ગુરૂની શોધમાં પણ તેઓ સફળ થયા અને કચ્છ હમલામાં સાધુ પુરુષ પૂર્ણરામજીના સાન્નિધ્યમાં રહી તેઓ ધાર્મિક ગ્રંથોનું અધ્યયન કરવા લાગ્યા. મહારાજશ્રીએ અહીં અભ્યાસ કરી સંસ્કૃત પર પ્રભુત્વ મેળવ્યું. પરંતુ થોડો સમય ન કળ્યો અને વૈરાગ્ય તરફ ઢળતી જતી મહારાજશ્રીની મનોવૃત્તિના ફરી કસોટી થઇ.

વાત એમ બની કે સાધુ પુરુષ પૂર્ણરામજી મુંબાઇ ગયા. સાથે મહારાજશ્રીને લેતા ગયા. પરંતુ એકાંત, વૈરાગ્ય અને ચિંતન તરફ ખેંચાતી જતી મહારાજશ્રીની મનોવૃત્તિને

મુંબઇની ધમાલ, લોકોની ઠઠ્ઠ ગમી નહિ. મહારાજશ્રીએ પૂર્ણરામજી પાસે એક બે વખત વાત પણ મૂકી કે મને એકાંત વધુ પ્રિય છે લોકોની આ ધમાલ મને ફાવતી નથી પરંતુ પૂર્ણરામજી હસીને એ વાત કાઢી નાખતા હતા. પરંતુ મહારાજશ્રીના અંતરમાં વધતી જતી એકાંતપ્રિયતાની વૃત્તિએ એવું તો જોર કર્યું કે મહારાજશ્રી છેવટે પૂર્ણરામજીને જણાવ્યા સિવાય, કોઇક પાસેથી રૂપિયા દશ ઉછીના લઇ કચ્છ જવા રવાના થઇ ગયા.

મહારાજશ્રીએ કોઇ ન જાણે તેમ મુંબઇથી કચ્છ જતી આગબોટમાં કચ્છ તરફ પ્રયાણ કર્યું. મુંબઇમાં પૂર્ણરામજીને ખબર પડી કે શિષ્ય ઓધવનો કયાંય પત્તો નથી ત્યારે તે ખૂબ જ ચિંતામાં પડી ગયા. તેમણે મુંબઇમાં ચારે બાજુ માણસો દોડાવ્યા. જ્યાં પણ શિષ્ય ઓધવની ભાળ કાઢી શકાય ત્યાં શોધ માટે દોડાદોડ કરી પરંતુ કોઇએ પણ પૂર્ણરામજીને એવા ખબર આપ્યા નહિ કે, તેનો પ્યારો શિષ્ય ઓધવ તો અત્યારે મધદરિયે માનીનીની અદાથી સાગરના નીર કાપતી આગબોટનો એક યાત્રી બની કચ્છ જઇ રહ્યો છે.

એક બાજુ મુંબઇમાં મહારાજશ્રીની આમ શોધાશોધ ચાલી રહી હતી ત્યારે બીજી બાજુ આગબોટના કઠેરાને અઢેલીને મહારાજશ્રી દૂરદૂર ક્ષિતિજમાં નજર નાખી વિચાર મગ્ન ઉભા હતા. તેમને વિચારો આવતા હતા કે: ગુરુશ્રી પૂર્ણરામજીને કહ્યા સિવાય હું ચાલી નીકળ્યો એ ઠીક તો

ન કર્યું. પણ શું કરૂં? મુંબઇના લોકોની ધમાલ મને ગમતી જ ન હતી. મેં ઘણી વાર ગુરુજીને કહ્યું કે મને અહીં ફાવતું નથી–કચ્છ મોકલાવી દો. પણ ગુરુજી મારી એ વાત હસીને કાઢી નાખતા હતા. એમને મન જે વાતનું મહત્વ ન હતું તે વાત મને ગુંગળાવતી હતી માણસ જેમ ઊંડા પાણીમાં ડુબવા લાગે અને બચી જવા માટે તરફડિયાં મારે તેવી મારી માનસિક સ્થિતિ હતી. આ સ્થિતિમાં માણસ બીજું શું પગલું ભરે? જાતને બચાવી લેવાનો તો સૌ કોઇનો ધર્મ છે ને? તો મેં આ શું પગલું ભર્યું? ગુરુજીને કહ્યા સિવાય ચાલ્યો આવ્યો એ ગુન્હો કર્યો, પાપ કર્યું કે ના, જાતને ગુંગળામણુમાંથી બચાવી લેવાનો ધર્મ બજાવ્યો?' મહારાજશ્રીના મનમાં ને મનમાં આમ ગડમથલ ચાલી હતી ગુરૂજીને કહ્યા સિવાય ચાલ્યા આવવા માટે એને ભારે દુઃખ થતું હતું. ભારે સંતાપ થતો હતો. આ સંતાપને પરિણામે મહારાજશ્રીની આંખમાં આંસુ આવ્યાં. પરંતુ એ આંસુ લૂછનાર ગુરૂ પૂર્ણરામજી તો ત્યાં ન હતા એટલે મહારાજશ્રીએ કોઇ ન દેખે તેમ જાતે જ એ આંસુ લૂછી નાખ્યાં.

મહારાજશ્રીએ ત્યાર પછી ક્ષિતિજમાં ડુબતા સૂર્યને કયાંય સુધી જોયા કર્યો. ક્ષિતિજ પર બદલાતા જતા રંગોને તેમણે અનિમિષ નયને જોઇ રાખ્યા. મહારાજશ્રી વિચારવા લાગ્યા કે, સંધ્યાંના રંગો કેટલા સુંદર છે! કલ્પકો અને કવિઓ ઉષા અને સંધ્યાના આવા રંગો જોઇ ગાંડા બને છે પણ મહાન તો સૂર્યદેવજ છે, જે વિશ્વને તેજ આપે છે અને એ તેજ દ્વારા માનવીને જીવનશક્તિ આપે છે– સૂર્ય-

દેવનો વિચાર આવતાં જ મહારાજશ્રીના ગળામાં ગાયત્રીનો મંત્ર ગુંજવા લાગ્યો અને આંખો મીંચી તેમણે ક્ષિતિજની પેલી પાર જઇ રહેલા સૂર્યદેવને નમસ્કાર કર્યા.

રાત્રિ પડી. અંધારાએ સાગરને લપેટી લીધો. મદભર ચાલથી ચાલી જતી આગબોટે પણ અંધારનો અંધકાર પછેડો ઓઢયો. મુસાફર માનવીઓ નિદ્રાધીન થવા લાગ્યાં. સૌ નિદ્રામાં પડયા પરંતુ કિશોર વયના કુમાર મહારાજશ્રી જાગતા જ એમજ પથારીમાં પડયા હતા. તેમને ઉંઘ આવતી ન હતી, કારણ કે તેમનું મન વિચારે જ ચડેલું હતું.

રાતના અગીયાર થયા હશે. આગબોટમાં એકાએક ખલાસીઓની દોડધામ વધી પડી. શું બની રહ્યું છે તેની કોઇને સમજ પડતી નહોતી, કારણ કે સૌ નિદ્રામાં હતા. પરંતુ જાગતા પડેલા મહારાજશ્રી સફાળા બેઠા થઇ ગયા. જોયું તો ખલાસીઓ તાબડતોબ આગબોટની બન્ને બાજુએ કનાતો બાંધી રહ્યા હતા.

મહારાજશ્રીને થયું કે કંઇક લાગે છે. એટલે તેમણે હિમ્મત કરીને એક ખલાસીને પૂછયું :

'ભાઇ ! આ બધી દોડાદોડ શા માટે છે ?'

ખલાસીએ એક અણગમાભરી દૃષ્ટિ મહારાજશ્રી તરફ નાખી અને કહ્યું :

'છોકરા ! સુઇ જા, તને ખબર ન પડે. જો હમણાં

તોફાન આવી પડશે અને આ આગબોટ હાલકડોલક થવા માંડશે. મુસાફરો ભીંજાય નહિ એટલે આ કનાતો બાંધી રહ્યા છીએ.'

આગબોટ મધદરિયે હતી. તોફાન આવતું હતું અને તેમાં આગબોટ સપડાવાની હતી એટલે સૌને સાબદા રહેવા કપ્તાને હુકમ છોડયા હતા. મહારાજશ્રી માટે આ નવો અનુભવ હતો.

થોડીવારમાં તો આગબોટ હાલકડોલક થવા લાગી. મુસાફરો જાગી ગયા. સાગરનાં મોજાં ડુંગર જેવડાં બની આગબોટ સાથે પછડાટો ખાવા લાગ્યા. પાંચ મિનિટ પહેલાં જ્યાં શાંતિ હતી ત્યાં ઝંઝાવાત મચ્યો.

આગબોટમાં મુસાફરોનો પડેલો સામાન ઉછળી ઉછળી આમતેમ ફેંકાવા લાગ્યો. મુસાફરો સ્તબ્ધ બની આવી પડેલી આ આફત સામે જોવા લાગ્યા. 'બાળકોએ રડારોડ કરી મૂકી. કેટલાંક બૈરાંઓ છાનાં ડુસકાં ભરવાં લાગ્યાં તો કેટલાંક બૈરાંઓએ ભયના ડરથી ચીસાચીસ કરી મૂકી. શું કરવું તે કોઇને સૂઝતું ન હતું. થોડી થોડી વારે મોજાંઓ અંદર આવી મુસાફરોને પછાડી જતાં હતાં અને આગબોટના હાલહવાલ કરી જતાં હતાં. હમણાં ડુબી જઇશું એમ સૌને થવા લાગ્યું. જેમ જેમ તોફાન વધતું ગયું તેમ તેમ આગબોટમાંના મુસાફરોનું આક્રંદ વધતું ગયું.

આવા ઝંઝાવાત વચ્ચે સ્વસ્થ મનનો કોઇ માનવી હોય

તો તે મહારાજશ્રી ઓધવદાસજી હતા–કિશોર વયના ઓધવદાસજી હતા.

આક્રંદની માત્રા પછી એટલી તો વધી ગઇ કે કોઇનાં હૈયાં હાથ ન રહ્યાં. મહારાજશ્રી સ્વસ્થ મનથી અને અતૂટ એવી શ્રદ્ધા સાથે મુસાફરો વચ્ચે ઘુમવા લાગ્યા અને મુસાફરોને કહેવા લાગ્યા : 'ગભરાઓ નહિ, ઇશ્વર સ્મરણ કરો. ઇશ્વર 'મહાન છે, શ્રદ્ધા રાખો, ઇશ્વર આપણને જરૂર બચાવી લેશે.'

મહારાજશ્રી આમ આગબોટમાં બધે જ ઘુમીને મુસાફરોને સમજાવી રહ્યા હતા. પરંતુ સૌને માટે નજર સામે મોત ડાચું ફાડીને ઉભું હતું. એક ભયંકર મોજું અને આખીયે આગબોટ દરિયામાં ગરક–એવી સ્થિતિ ઉભી હતી. કોઇના હૈયાં હાથ ન હતાં.

ત્યાં વળી કપ્તાને આવીને બુમો પાડી. કપ્તાન કહેવા લાગ્યો, 'એક બાજુ ભેગા ન થાઓ. આગબોટ એક બાજુ નમતી જાય છે.' પણ મુસાફરો માને શેના! સૌ ભયમાં હતા. શું કરવું તે કોઇને સૂઝતું જ ન હતું. કપ્તાને આગબોટ એક બાજુ ભારે નમી ગઇ હતી તે જોયું. તરત જ તેણે ખલાસીઓને હુકમ કર્યો કે, તુરત કરો, સામી બાજુ નીરમ ફેંકો; જલ્દી, અને આગબોટને સીધી કરો. ખલાસીઓ કામે લાગ્યા.

મહારાજશ્રી તો પછી અતૂટ એવા બળ સાથે મુસા-

ફરો વચ્ચે ઘુમવા લાગ્યા અને કહેવા લાગ્યા : હિમ્મત રાખો. બચી જશું. તોફાન હમણાં ચાલ્યું જશે. ઇશ્વરનું નામ લો. અને આમ કહી મહારાજશ્રીએ રામનામ લેવા મુસાફરોને કહેવા માંડયું. મુસાફરો તો હજુ એજ રીતે બાઘા બની આમતેમ દોડી રહ્યા હતા. મહારાજશ્રીએ આમ તેમ ફરતા અને બહાવરા બનેલા મુસાફરો વચ્ચે જઇ ધૂન શરૂ કરી: 'રઘુપતિ રાઘવ રાજારામ પતીતપાવન સીતારામ.' મહારાજશ્રીએ પાંચેક મિનિટ તો આમ એકલાજ ધૂન કરી પરંતુ પછી એમાં બે પાંચ વૃધ્ધો ભળ્યા. ધૂનનો અવાજ મોટો અને વ્યાપક થવા લાગ્યો. ભારે ઝંઝાવાત વચ્ચે રામનામની ધૂન ચાલી.

અને પછી તો એકેએક મુસાફર, આબાલ-વૃધ્ધ સૌ ધૂનમાં ભળ્યા. ધૂનનો મહાન ધ્વનિ ઘુઘવતા સાગર સામે ટકરાવા લાગ્યો અને જાણે ઝંઝાવાતને આહ્‌વાન આપતો હોય તેમ ગુંજવા લાગ્યો.

ધૂન ભારે જામી. ખલાસીઓ અને કપ્તાન પણ આવી ધૂનમાં ભળ્યા. ધૂનની જમાવટ પરાકાષ્ટાએ પહોંચી. બીજી બાજુ તોફાનનું પ્રમાણ પણ ઘટવા લાગ્યું. આખરે તોફાન સમી ગયું. સૌ મુસાફરો પછી ગેલમાં આવી ગયા. ધૂન જમાવનાર સ્વસ્થ બનતા માનવી મહારાજશ્રી ઉધવદાસજી સામે ધ્યાનથી જોવા લાગ્યા.

અને બીજી સવારે મહારાજશ્રીએ માંડવી બંદરની ધરતી પર પગ મૂકયો.



## પરિભ્રમણ

## ( ૨ )

મહારાજશ્રીએ કચ્છમા આવી કચ્છભરમાં પરિભ્રમણ કર્યું. આખરે તેઓ દેશલપુર નજીક વાંઢાય આશ્રમમા આવી પહોચ્યા. ચારે બાજુથી નાની ગિરિકંદરાઓથી વીંટળાએલુ શાંત સરોવર, એકલતાની ભવ્યતા, ઝાડોની ઘટા અને સંત ઇશ્વરરામજીની સુવાસથી મહેકતા આ એકાંત સ્થળે મહારાજશ્રીના હૃદય પર ભારે પ્રભાવ પાડયો શ્રી ઇશ્વરરામજી આદર્શો અને ધર્મભાવનાનો પ્રચાર કરતા ત્યારે તેમના શિષ્ય મહારાજ શ્રી લાલરામજી આશ્રમ સંભાળી રહ્યા હતા. મહારાજશ્રીએ તેમના ચરણોમા વંદન કર્યું. તેમને ગુરૂપદે સ્થાપ્યા અને એક આશ્રમવાસી બની અધ્યાત્મ જીવન ગાળવા લાગ્યા.

ઇશ્વરસાગર સરોવરના સુરમ્ય તટ પર, સુંદર વનરાઇ વચ્ચે મહારાજશ્રીએ સત્ય શોધન અને ઇશ્વર દર્શન માટેની આરાધના આદરી અભ્યાસ, મનન અને ચિંતનમા એક પછી એક દિવસો પસાર થવા લાગ્યા સંત ઇશ્વરરામજીની તપોભૂમિ મહારાજશ્રી ઓધવદાસજી માટે પણ

બની અને આ રમ્ય સ્થળે કાયમને માટે આસન જમાવી તેમણે આત્મદર્શનની ખોજ શરૂ કરી.

થોડા સમય પછી શ્રી પૂર્ણરામજી ઇશ્વરનગર–વાંઢાય આશ્રમે આવ્યા. એમને પૂછયા સિવાય અથવા જાણ કર્યા સિવાય મહારાજશ્રી કચ્છ ચાલી આવ્યા હતા એનું શ્રી પૂર્ણરામજીને ભારે દુ:ખ હતું. તેમણે ખૂબ શોધાશોધ કરાવી કારણ કે મહારાજશ્રી પર એમનો અપાર પ્રેમ હતો. ઇશ્વરરામજીના આશ્રમમાં જ્યારે મહારાજશ્રી એમને મળવા ગયા અને વંદન કર્યા ત્યારે પૂર્ણરામજીએ આવેશમાં આવી જઇ તેમના પર ચરણનો પ્રહાર કર્યો અને કહ્યું, 'હે જડ ! તને કયાં ખબર છે કે કહ્યા સિવાય તારા ચાલ્યા જવાથી મને કેટલો બધો સંતાપ થયો છે ? તેં મને કેટલાય ઉજાગરા કરાવ્યા છે અને તું ચોકકસ કચ્છ તરફ ગયો છે એવી પાકી ભાળ મળી ત્યાર પછી જ મારૂં મન સ્વસ્થ અને શાંત થયું છે.'

ખામોશીને વરેલા મહારાજશ્રીને પૂર્ણરામજીના ચરણપ્રહારથી જરા પણ આઘાત થયો નહિ. તેઓ બધો જ બનાવ જાણે કંઇ જ નથી બન્યું એમ ગળી ગયા અને વંદન કરી કહ્યું, 'ગુરુદેવ ! હું આજે પણ આપનો જ છું. ત્યાં મને ઉપાધી જેવું લાગ્યું એટલે આપને કહ્યા વિના અહીં ચાલ્યો આવ્યો. ગુરુદેવ ! આ આશ્રમ પણ આપનો જ છે. મારા ભાગ્યમાં આપની સેવાનો લાભ મને જેટલો લખ્યો હતો તેટલો મળ્યો. મારૂં અન્નોદક હવે અહીં હોવાથી અહીં

આવી ચડયો. હવે મારા પર રોષ ન કરતાં મને આપ પોતાનો કરો.'

મહારાજશ્રીના નમ્ર વચનો સાંભળી પૂર્ણરામજીનો રોષ ઉતરી ગયો. તેમનાં નેત્રોમાં પ્રેમનાં આંસુ આવ્યાં. ગદ્ગદ્ કંઠે તેમણે મહારાજશ્રીને પોતાના બાહુમાં લઈ લીધા. મહારાજશ્રીના નેત્રોમાં પણ હર્ષનાં આંસુ આવ્યા અને તેમણે પૂર્ણરામજીના ચરણોમા ભકિતપૂર્વક મસ્તક નમાવી દીધું.

પૂર્ણરામજીએ મહારાજશ્રીની પીઠ પર વાત્સલ્ય ભર્યો હાથ ફેરવતાં કહ્યું, 'તને અહીં ગમે છે એમજ ને! તો ખુશીથી અહીં રહેજે. વાંઢાય અને હમલા એક જ છે એમ જ જાણજે.'

વાંઢાય આશ્રમના સૂત્રધાર શ્રી લાલરામજીની પાવન પ્રેમછાયા નીચે રહી મહારાજશ્રી વિદ્યાભ્યાસ કરવા લાગ્યા અને શાંતિથી દિવસો પસાર કરવા લાગ્યા. તેમણે શ્રી લાલરામજીની ખુબ સેવા કરી. તેમને પોતાના ગુરૂપદસ્થાને સ્થાપ્યા અને એક બાજુ અભ્યાસ અને બીજી બાજુ ગુરૂની સેવા કરતા કરતા મહારાજશ્રી જીવન ગાળવા લાગ્યા. શ્રી લાલરામજીનું મમત્વ પછી તો મહારાજશ્રી પ્રત્યે ખુબ જ વધી ગયું. તેમણે મહારાજશ્રીને ચિંતન, મનન, આત્મદર્શન અને ઈશ્વરના સાન્નિધ્ય અંગે ઘણું ઘણું શિખવ્યું. આત્મસાક્ષાત્કારનું રહસ્ય પણ શ્રી લાલરામજીએ મહારાજશ્રી પાસે છતું કર્યું.

પરંતુ કાળ તો કોઇનો રોકયો રોકાતો નથી. મહંત લાલરામજીનું સ્થુલ શરીર ધીમે ધીમે જીર્ણ થવા લાગ્યું અને તેમના અંતિમ પ્રયાણનો દિવસ જાણે આવી લાગ્યો નજર સામે દેખાતો આ ભય મહારાજશ્રીને દુઃખી કરવા લાગ્યો તેમના ચહેરા પર ખિન્નતા અને કરૂણતા આવી વસી. એકવાર તો આને કારણે આંસુ પણ આંખમાંથી સરી પડયાં પથારીમાં પડયેપડયે સાધુવર્ય લાલરામજીએ આ જોયું. તેમને પણ ભારે દુઃખ થયું. પણ હ્રદય આડે એક ભારે શીલા મૂકી દઇ તેમણે મહારાજશ્રીને નજીક ખેંચ્યા અને ગુરુમંત્ર આપતા કહ્યું, 'પુત્ર! તારી સેવા સફળ થઇ છે. તારા સાત્વિક સ્વભાવથી તેમજ ગુરુભક્તિથી મારૂં અંતઃકરણ ઘણું જ પ્રસન્ન થયું છે. જેથી પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ ગુરૂદેવ શ્રી ઇશ્વરરામજીએ મને એકાંતમાં ગૂઢ આત્મજ્ઞાન તેમજ આત્માનંદનો અપરોક્ષ અનુભવ કરવા માટે આત્મસાક્ષાત્કાર થવા સંબંધી, જે રહસ્ય કહ્યું હતું તેજ હું તને અત્યારે સમજાવું છું. જયારે નિવૃત્તિ પરાયણ સમય મળે ત્યારે આ પ્રયોગ અવશ્ય સિદ્ધ કરી લેવો. અત્યાર સુધી આ રહસ્ય પૂર્ણ અધિકારના અભાવે મેં કોઇને પણ કહ્યું નથી. ભવિષ્યમાં તારા હાથે પરોપકારના મોટાં મોટાં ઘણા કાર્યો થવાના છે. પણ માયામાં બંધાવું નહિ. સંયમ, આસ્તિકભાવ અને શ્રી ગુરૂદેવમાં પૂર્ણ શ્રદ્ધાને પોતાનો મુખ્ય ધર્મ માનવો. આ વૃદ્ધ રામદાસજી તને સોંપું છું. તેમને ગુરૂ જાણીને સેવા કરજે.' આમ કહી એમણે પોતાના પંચ ભૌતિક દેહનો પરિત્યાગ કર્યો. ગુરૂવર્ય શ્રી લાલરામજી સંવત ૧૯૭૨

ના મહા વદ ૨ ને દિવસે વિદેહ કૈવલ્ય પામ્યા.

ગુરૂ લાલરામજી જતાં વાંઢાય આશ્રમ ચલાવવાની જવાબદારી મહારાજશ્રી પર આવી પડી. તેમણે એ જવાબદારી ખૂબ જ પ્રેમપૂર્વક સ્વીકારી. આશ્રમને તેમણે સારી રીતે વિકસાવ્યું. સાથે સાથે તેમણે સારાય કચ્છમાં ફરીને ધર્મનો, સત્યનો પ્રચાર કર્યો અને સદાય જિજ્ઞાસુ રહી પોતાનો અભ્યાસ પણ ઉત્તરોત્તર વધાર્યો.

મહારાજશ્રી સાથે અભ્યાસ કરતા એમના એક પ્રશંસક શ્રી અચલદાસજી એક જગાએ લખે છે કે, 'શાસ્ત્રી શ્રી રઘુનાથ મુલજી શર્માની પાસેથી મહારાજશ્રી પાણિની વ્યાકરણ, કાવ્યકોશ વગેરે શાસ્ત્રનો અભ્યાસ અધિકારપુરઃસર કરવા લાગ્યા. હું પણ તેમની સાથે અભ્યાસ કરતો હતો. માતુશ્રી ચાગબાઇનો અમારા પર ઘણો જ પ્રેમ હતો. તે અમારે માટે રસોઇ બનાવતા. મહારાજશ્રીની ધારણાશકિત અપાર હતી એ યાદ આવતાં હજી પણ મને આશ્ચર્ય ઉપજે છે. લગભગ ચાર કે પાંચ પુસ્તકો તેઓશ્રી અભ્યાસમાં સાથે રાખતા છતાં પણ શાસ્ત્રીજી પાસેથી વ્યાકરણ વિષય મને બરાબર સમજાતો નહિ ત્યારે તે સમજાવવા માટે તેઓ ઘણો પ્રયાસ કરતા. મને કંઠસ્થ કરવા માટે અભ્યાસના શાસ્ત્રો પણ વાંચી આપતા. રાત્રે પોતે પુસ્તક વાંચતાં વાંચતાં જ્યારે નિદ્રાવશ થઇ જતા અને પુસ્તક એમની છાતી પર પડયું રહેતું ત્યારે હું પાસે જઇ તે પુસ્તક ઉપાડી બાજુએ રાખી દેતો. સવારે પણ મહારાજશ્રી

મારાથી વહેલા ઉઠી પુસ્તક વાંચન કરતા. આમ લગભગ અઢી વર્ષમાં પ્રત્યેક સંસ્કૃત શાસ્ત્રમાં પ્રવેશ થઇ શકે એવો ઘણો સારો અભ્યાસ તેમણે કરી લીધો.'

આશ્રમની પ્રગતિ જોઇ જ્યારે મહારાજશ્રીના અનુયાયીઓ પ્રશંસાના શબ્દો કહેતા ત્યારે મહારાજશ્રી ફકત એટલું જ કહેતા કે, 'આ બધું ચલાવનાર શ્રી ગુરુદેવ જ છે. હું તો એક નિમિત્ત માત્ર જ છું.'

ઊંડું ચિંતન અને ધ્યાનસ્થ અવસ્થા પર મહારાજશ્રીનું સતત અભ્યાસબળે સારૂં પ્રભુત્વ સ્થપાયું. ધ્યાનસ્થ અવસ્થા અંગે એક પ્રસંગ બન્યો હતો. એક વખત ઇશ્વરરામજી આશ્રમની આજુબાજુ ફરી આવીને સાંજે પાંચ વાગે પોતાના ઓરડાના દ્વાર બંધ કરી તેઓ એકધ્યાન અને ચિંતનમાં બેઠા. લગભગ રાત્રે દશ વાગે તેઓ ધ્યાનમુકત બન્યા પણ કેટલો સમય ગયો હતો તેમનો ખ્યાલ તેમને રહ્યો નહિ. ધ્યાનમુકત થતાં જ તેણે તો કહ્યું, 'ચાલો, હવે જમી લઇએ.' પરંતુ ત્યાં તો સામેના ઘડિયાળમાં, રાત્રિના દશના ટકોરા થયા. મહારાજશ્રી પછી કંઇજ ન બોલ્યા. પરંતુ આ વાત પરથી એ પ્રતિતી થાય છે કે મહારાજશ્રી સિદ્ધ હતા અથવા સાધક હતા.

ચિંતન અને મનન માટે મહારાજશ્રીએ ઇશ્વરરામજી ગુરુકુળથી ચારેક ફર્લાંગ દૂર એવી એક સાદી છતાં સ્વચ્છ અને સુઘડ એવી પર્ણકુટી બાંધી હતી. આ પર્ણકુટીમાં મહારાજશ્રી કલાકો સુધી બેસી ધ્યાન ધરતા હતા. તેઓ

જ્યારે ધ્યાનસ્થ અવસ્થામાં બેસતા ત્યારે કોઇ આવી તેમને ડખલ કરતું નહિ.

એક વખત મહારાજશ્રી ટેકરી પર પર્ણકુટીમાં હતા. તોફાન સાથે ભારે વરસાદ થયો. પવનના એવા સુસવાટા આવવા લાગ્યા કે જાણે હમણાં ટેકરીની ટોચ પરની પર્ણકુટીને એ પવન કોણ જાણે કયાંય ઉપાડી જશે.

તોફાન સાથે વરસતા મુશળધાર વરસાદથી ઇશ્વરરામજી આશ્રમમાં રહેતા મહારાજશ્રીના અનુયાયીઓને ભારે ચિંતા થઇ. કાળી મેઘલી રાત, વીજળીના સળકારા, મેઘની ગર્જના, પવનના સુસવાટા અને મુશળધાર વરસાદ અને જંગલ. અનુયાયીઓને થયું કે મહારાજશ્રી ત્યાં ટેકરી પર પર્ણકુટીમાં એકલા છે. આપણે તરત ત્યાં પહોંચી જઇએ આઠથી-દશ અનુયાયીઓ એકઠા મળ્યા. હાથમાં લાકડીઓ લીધી, ફાનસ લીધાં અને સૌ ઉપડયા ટેકરી તરફ.

વરસાદે તો માઝા મૂકી હતી. ચારે દિશાના મેઘ તૂટી પડયા હતા. ટેકરી પર પહોંચવું એ પણ ભારે મુશ્કેલ કામ હતું. પણ અનુયાયીઓ પાસે દશેક જણાનું સંઘબળ હતું. મહામહેનતે અને તરબોળ કપડે તેઓ માંડમાંડ ટેકરી પર પહોંચ્યા.

ટેકરી પર પહોંચી તેમણે પર્ણકુટીમાં જોયું. પર્ણકુટીમાંનો દીવો તોફાન સામે નહિ ટકી શકતાં બુઝાઇ ગયો હતો. મહારાજશ્રી એક ખુણામાં આસન વાળી બેઠા હતા.

વરસાદના પાણીએ સારીયે પર્ણકુટીને ભીંજવી નાખી હતી. મહારાજશ્રીનું આસન, કપડાં બધું જ તરબોળ હતું, પરંતુ મહારાજશ્રી તો ઊંડી એવી ધ્યાનસ્થ અવસ્થામાં હતા. અનુયાયીઓ આવ્યા, સાથે ફાનસનું તેજ લાવ્યા, મહારાજશ્રી સામે ગોઠવાઈને બેઠા વગેરે બધું બન્યું તેનો મહારાજશ્રીને ખ્યાલ જ ન હતો. બ્રહ્મ પામવા જાણે સમાધિ લીધી ન હોય તેવી ધ્યાનસ્થ અવસ્થા તેમની હતી.

બહાર હજુએ પવનનું તોફાન ચાલુ હતું. વરસાદ મુશળધાર પડતો હતો. વીજળી માનવીને ડારી જાય તેમ ઝબકારા કરી રહી હતી અને ગર્જના માનવીઓને હલાવી નાખતી હતી. પરંતુ આ બધા વચ્ચે એક સ્થિર, સ્વસ્થ અને શ્રદ્ધાબળથી ઓપતો માનવી આ ઝંઝાવાતથી જરા પણ અસ્વસ્થ થયા સિવાય સ્થિર અને અડગ બની આસનવાળી ધ્યાનસ્થ અવસ્થામાં મગ્ન હતો. આવા ચિંતક હતા સંત ઓધવદાસજી.

અનુયાયીઓ અર્ધોએક કલાક બેઠા હશે. ત્યારપછી મહારાજશ્રીએ ધ્યાનસ્થ અવસ્થા પૂરી કરી આંખો ખોલીને જોયું તો તેમને નવુંજ દૃશ્ય નજર સામે જોવા મળ્યું. પર્ણકુટી ભીંજાએલી હતી, પોતાના કપડાં ભીંજાઈને તરબોળ થઈ ગયાં હતાં. સામે અનુયાયીઓ અને શિષ્યો બેઠા હતા. બહાર કાળી ભમ્મર મેઘલી રાત હતી. વરસાદ વરસી રહ્યો હતો.

આંખો ખોલતાં મહારાજશ્રીએ તુરત પોતાના ભક્તોને પ્રશ્ન કર્યો:

'કેમ! અત્યારે અર્ધી રાત્રે તમે બધા અહીં શા માટે?'

મહારાજશ્રીના ભક્તોમાંથી એક બોલ્યોઃ

'મહારાજશ્રી! તોફાની વરસાદ શરૂ થયો છે. વળી રાત છે, પવનનું તોફાન પણ ભારે છે. અમને થયું કે આવા તોફાન વચ્ચે મહારાજશ્રી ટેકરી પરની પર્ણકુટીમાં એકલા હોય એ સારૂં નહિ, એટલે આપ અમારી સાથે ચાલો અને ઇશ્વરરામજી આશ્રમમાં રાતવાસો ગાળો.'

મહારાજશ્રી હસ્યા. થોડીવાર શાંત રહ્યા અને પછી કહ્યુંઃ

'તમારા પ્રેમ માટે તો આભાર. પણ હું તમને બધાયને સામો પ્રશ્ન પૂછું છું કે શું તમે મને તેડવા આવ્યા છો તે તમે બધા મને સાચવી શકશો? તમે મારૂં રક્ષણ કરી શકશો?'

અનુયાયીઓમાંથી કોઇ કશું બોલ્યું નહિ. થોડીવાર રહી મહારાજશ્રીએ જ પછી કહ્યું:

'ભાઇઓ! સૌને રાખનારો તો રામ છે અને એ રામ તો જંગલ વચ્ચેની આ પર્ણકુટીમાં પણ છે. તમારે તમારા રામમાં તો ભરોસો રાખવો હતો? પરંતુ એમાં તમારો દોષ નથી. પ્રેમ એ જુદી વસ્તુ છે. મારા પ્રત્યેના અપાર પ્રેમમાં તમે સૌ રામને વીસરી ગયા અને અહીં દોડી આવ્યા. આ કંઇ હું તમારો દોષ નથી કહેતો. આવું તો સંસારમાં અને

છે અને તેથીજ આપણે એને સંસાર કહીએ છીએ તમે બધા સુખેથી પાછા ફરો અને આશ્રમમા જઇ નિદ્રા લો મારી સાથે તો મારો રામ છે તમે ચિંતા ન કરો'

'મહારાજશ્રી' તમે કહો છો તે તો સાચુ છે તમારી રક્ષા કાજે રામ તમારી સાથે છે પરંતુ વીજળીના આ સબકારા, આ ભયાનક ગર્જના પવનનો આ ઝઝાવાત,–આ બધા વચ્ચે તમને એકલા મૂકીને જવાનુ અમારૂં હૈયુ કેમ ચાલે?'

મહારાજશ્રીએ સામે બેઠેલા ભકતમંડળ પ્રત્યે એક પ્રેમભરી દૃષ્ટિ નાખી અને કહ્યુ

'હું કહુ છુ ને કે તમારા મારા પ્રત્યેના અપાર પ્રેમને કારણેજ તમને વીજળી, ગર્જના, પવન વગેરેનો આવો ડર લાગે છે પણ તમને હુ શુ કહું? તમને જે ડારે છે તે તો મને આનંદ આપે છે ભકતો, તમને હું શુ કહું? આ વીજળીના સબકારામા તો હુ રામના ધનુષનો ટકાર જોઉં છું અને એ જોઇને કૃતકૃત્ય થાઉં છું આ મેઘ–ગર્જનામાં તો મને સારીયે રામાયણના જાણે જીવંત દર્શન થઇ રહ્યા છે. ગર્જનાના નાદે તો રામ અને લક્ષ્મણ, હનુમાન અને બિભિષણ, સીતા અને જટાયુ–રામાયણના એ વીરલ પાત્રો મારી સામે આવી નજર સામે ખડા થાય છે આ પવનના તોફાન તો જાણે મને નાગાધિરાજ હિમાલય પર કૈલાસના દર્શન માત્ર કરાવી રહ્યા ન હોય તેમ લાગે છે તમને જે ડારે છે, એનાથી તો હુ ધન્યતા અનુભવું છું ઓલો! હવે તમારો

સૌનો ડર દૂર થયો? તમે સુખેથી આશ્રમમાં જાઓ અને નિરાંતે ઉંઘ કરો. તોફાન, વીજળી, ગર્જના એ તો હવે થોડીવારમાં શમી જવાનાં છે. હું ટેકરી પર અહિં નિશ્ચિત છું, સલામત છું. સાથે મારો રામ છે. તમે મને એકલો માનો છો, પણ હું એકલો નથી. આસપાસનું જંગલ, આ કાળી બિહામણી રાત્રી, આકાશના તારા, આજુબાજુના વૃક્ષો સૌ મારી સાથે છે. સૌ મારાં છે. સૌ મારાં પ્રેમી છે. મારે અહીં આજુબાજુ તો શું પણ આ જગત પર કોઇ દુશ્મન નથી. આમ છે તો પછી મારે ચિંતા કોની?'

મહારાજશ્રીનાં પ્રેમભર્યાં વાકયોથી ભકતવૃંદના હૈયાં પલટયાં. સૌ સંતોષી બની મહારાજશ્રીની વિદાય લઇ ત્યાંથી પાછા ગુરૂકુળ તરફ ગયા.

ભકતો જતાં જ મહારાજશ્રીએ બહાર આવી આકાશ તરફ દૃષ્ટિ નાખી. મેઘલી રાત, વીજળીના સબકારા, ગર્જના અને પવનનો સુસવાટ – મહારાજશ્રીએ થોડીવાર આ દૃશ્ય જોયું. અને પછી મનને કહ્યું, 'રામ! તું અદ્‌ભૂત છે!'

રામને યાદ કરી મહારાજશ્રી ફરી પાછા અંદર પર્ણકુટીમાં ગયા. પર્ણકુટીના ખુણામાં પડેલો એકલતારો તેમણે ઉપાડયો. એક હાથમાં મંજીરા અને બીજા હાથમાં એકલતારો લઇ મહારાજશ્રીએ ભજન ઉપાડયું. મહારાજશ્રી ગાતા હતા: 'કોઇ પીએ પ્રેમરસ પ્યાલા, કોઇ પીએ રામરસ પ્યાલા.'

દૂરદૂર આશ્રમમાં પણ મહારાજશ્રીના ભજનના શબ્દો ગુંજવા લાગ્યા. મહારાજશ્રીનું ભકતવૃંદ એ ભજન સાંભળવા લાગ્યું. વાતાવરણને ભરી દેતા શબ્દો વૃંદ સાંભળવા લાગ્યું. એ શબ્દો હતાઃ

'કોઇ પીએ પ્રેમરસ પ્યાસા,
કોઇ પીએ રામરસ પ્યાસા.'



# અભ્યાસ અને ચિંતન

## ( ૩ )

ધનના સંચયની વાતને મહારાજશ્રી તિરસ્કારતા હતા. અનુયાયીઓ જેટલા પણ પૈસા આપતા એ તેઓ આશ્રમના વિકાસમાં ખર્ચી નાખતા. ઉદાર સ્વભાવ અને સંચય પરત્વે અણગમો આ કારણે તેઓ પૈસા આવે કે તુરત જ કોઇ ને કોઇ કામમાં ખર્ચી નાખતા.

સનાતન ધર્મ પ્રત્યેની પ્રબળ ભાવનાને પરિણામે મહારાજશ્રીએ આશ્રમમાં વિષ્ણુયાગ યજ્ઞ કર્યો. મહારાજશ્રીએ સાધેલી પ્રગતિના ઘણાં કારણો છે. તેમાં એક કારણ તે તેમનામાં રહેલી લગન. કોઇ પણ વાતની મહારાજશ્રીને લગન લાગતી તો પછી એ કાર્ય પૂરૂં કરીને જ તેઓ જંપતા. અને આવા કાર્યની પૂર્ણતા માટે અથાગ પરિશ્રમ, દોડધામ, પ્રવાસ, રાત-દિવસ ઉજાગરા વગેરે કંઇ પણ કરવું પડે તો તેઓ તે હોંસે હોંસે કરતા. વિષ્ણુયાગ યજ્ઞ કરવાની એમને લગન લાગી અને આખરે ઇશ્વરરામ આશ્રમની ભૂમિ પર એમણે વિષ્ણુયાગ યજ્ઞ કર્યો. આવો એમની લગનનો પ્રભાવ હતો.

એક બાજુ મહારાજશ્રીમા લગનનો ગુણ હતો તો બીજી બાજુ તેમની પાસે શ્રદ્ધાનુ બળ હતુ એક પ્રસગ બન્યો

યજ્ઞની તયારીઓ ચાલતી હતી હજારો માણસો યજ્ઞમા હાજરી આપનાર હોઇ તેમને માટે ખુલ્લામા બધી વ્યવસ્થા કરવામા આવી હતી હજારો માણસોને સમાવી શકાય તેવા મકાનો તો તે વખતે આશ્રમમા હતા નહિ એટલે બધી વ્યવસ્થા ખીતાબર આકાશ નીચે જ થઇ પણ બન્યુ એવુ કે યજ્ઞની આગની રાતે એકાએક આકાશમા ઘનઘોર વાદળા ચડી આવ્યા પવન ફૂકાવા લાગ્યો વીજ ઝબુકવા લાગી અને જાણે હમણા જ ચારે મેઘ તૂટી પડશે એમ લાગ્યુ આશ્રમના સચાલક વ્યવસ્થાપકોને ચિંતા પેઠી સૌ મહારાજશ્રી પાસે દોડ્યા અને કહ્યુ 'મહારાજશ્રી આ તો બારે મેઘ તૂટી પડશે એવુ વાતાવરણ સર્જાયુ છે તો શુ કરવુ ? હજારો માણસોને બીજે સમાવવાની કે બીજી સગવડો આપવાની આપણી પાસે તો કોઇ જ સગવડ નથી, તયારી નથી

મહારાજશ્રીએ શાતિ અને સ્વસ્થતાથી ઉત્તર આપતા કહ્યુ 'ચિંતા ન કરો મને શ્રદ્ધા છે કે આ મુશીબતમાથી આપણે જરૂર ઉગરી જઇશુ આવા મહાન કાર્યો તો કેવળ શ્રદ્ધાના બળથી થઇ શકે છે જે શ્રદ્ધાબળે અહી આટલુ મોટુ સર્જન કર્યુ એ શ્રદ્ધાબળ વાદળાને પણ હટાવી દેશે ' આમ મહારાજશ્રી અખૂટ શ્રદ્ધાબળ સાથે હમેશા કામ કરતા હતા તે રાતે સ્હેજ છાટા થયા પણ કાળા ભમ્મર વાદળ તો વરસ્યા વિના જ ક્ષિતિજની પેલે પાર ચાલ્યા ગયા

ઇશ્વરરામજી આશ્રમની બાજુમાં થોડા સમય પછી એક રાષ્ટ્રીય સંસ્થાનો જન્મ થયો. 'સરસ્વતી સદન' એ સસ્થાનું નામ. શારદાનું જ્યાં પૂજન થવાનું છે એવા કામ માટે મારે ઉપયોગી થવું જ જોઇએ એવો વિચાર મહારાજશ્રીને આવ્યો. તેમણે આ સંસ્થાના ઉદ્ભવ કાર્યમાં ખૂબ જ સહયોગ આપ્યો અને સંસ્થાના આલિશાન મકાનોના બાંધકામમાં રાતદિવસ એકસરખો શ્રમ લીધો. સંસ્થાએ મૂર્તસ્વરૂપ લીધું ત્યારે મહારાજશ્રી તે જોઇ ખૂબ પ્રસન્ન થયા અને કેળવણી પ્રત્યેનું તેમનું મમત્વ દિવસો દિવસ વધવા લાગ્યું.

એક સમય મહારાજશ્રી ફરતા ફરતા સુપા ગુરુકુળ પહોંચી ગયા. ત્યાં ગુરુકુળનું સંચાલન જોઇ તેમને ભારે આનંદ થયો. સનાતન ધર્મની તેમનામાં રહેલી ભાવના જાગૃત થઇ અને એમને એક વિચાર આવી ગયો કે, ઇશ્વરરામજી આશ્રમમાં ઇશ્વર સરોવરના રમ્ય તટે આવું એક ગુરુકુળ ઉભું કર્યું હોય તો !

મહારાશ્રીને આમ જ્યારે પ્રવૃત્તિ માટેનો કોઇ વિચાર આવતો ત્યારે વિચારબળ કરતાં પણ તેને ત્વરીત ગતિએ અમલમાં મૂકવાની તેની તાલાવેલીનું બળ ક્યાંય વધી જતું. ગુરુકુળની સ્થાપના બાબતની એમની વિચારધારાનું પણ આમ જ બન્યું અને કચ્છ આવી ઇશ્વરસાગરને તીરે ગુરુકુળનું સર્જન કરવા તેમણે પ્રયાસો શરૂ કર્યાં. ધ્યેય સિદ્ધિ અર્થે આકાશ–પાતાળ એક કર્યાં

કોણે કેટલા પૈસા આપ્યા એ બાબત ગૌણ છે. પણ મહારાજશ્રીને ગુરુકુળની સ્થાપના માટે સૌએ પૈસા આપ્યા. હજારો રૂપિયા એકઠા થયા અને ગુરુકુળનું સર્જન હાથવેંતમાં દેખાયું. ગુરુકુળની સ્થાપના કરવા મહારાજશ્રીએ જે અવિરત શ્રમ ઉઠાવ્યો હતો અને જે અદમ્ય ઉત્સાહ એકધારો ચાલુ રાખ્યો હતો એની ભારે તારીફ આજે પણ મહારાજશ્રીના સેંકડો પ્રશંસકો કરી રહ્યા છે. આખરે ગુરુકુળના ખાતમુહુર્તનો પ્રસંગ આવ્યો, અને સંવત ૧૯૯૨ ના વૈશાખ માસની અક્ષય તૃતીયાને દિવસે અનેરા ઉત્સાહ વચ્ચે ખાતમુહુર્તનો યાદગાર સમારંભ યોજાઇ ગયો.

એક બાજુ ઇશ્વરરામજી ગુરુકુળના આલિશાન મકાનોના પાયા પડી રહ્યા હતા ત્યારે મહારાજશ્રીના એક શિષ્યે કચ્છના ત્યારના મહારાવશ્રીને એક અરજી કરીને જણાવ્યું કે, મહારાજશ્રી ઇશ્વર આશ્રમની બધી મિલ્કત ગુરુકુળ અર્થે બરબાદ કરી નાખે છે. આ વાત બહુ આગળ વધી અને ઇશ્વર આશ્રમની મિલ્કતને સીલ લગાડી દેવાનો હુકમ છુટયો. મહારાજશ્રી તો મજુરો વચ્ચે ઓતપ્રોત થઇ તેમની વચ્ચે જ રહેતા હતા અને દિવસ ઉગે ને મજુરોને ઝડપથી કામ કરવાનો સતત્ ઉત્સાહ આપતા હતા. એક દિવસ મહારાજશ્રી આવી જ રીતે કાર્યમાં રોકાયેલા હતા, ત્યાં રાજ્યના એક કર્મચારી મહારાજશ્રી પાસે આવી પહોંચ્યા અને તેમના હાથમાં રાજ્યનો એક હુકમ મૂકયો. મહારાજશ્રીએ કવર ખોલ્યું. વાંચ્યું. લખ્યું હતું કે, 'આ આશ્રમને સીલ દેવા હજુર ફરમાન થયું છે.'

આ હુકમ સાંભળી મહારાજશ્રીની આજુબાજુ ઉભેલા તેમના પ્રશંસકો ખિન્ન થયા. સૌને થયું કે આવાં સારાં કામમાં આમ વિઘ્ન નાખવાથી મહારાજશ્રીના એ શિષ્યના હાથમાં શું આવ્યું? પરંતુ મહારાજશ્રી તો આ હુકમ વાંચ્યા પછી તેટલા જ સ્વસ્થ રહ્યા. તેમણે આંખો મીંચી અંતરયામીને યાદ કર્યા અને પછી સ્થિર ભાવે તેમણે રાજ્યના કર્મચારીને કહ્યું, 'ખુશીથી તમે આશ્રમને સીલ લગાડો. હજુર હુકમ મારે શિરોમાન્ય છે. મેં આ જગતમાં મારૂં કંઇ માન્યું જ નથી. અંતર્યામી દોરવે છે તેમ દોરાઉં છું. ઇશ્વરરામનું ગુરુકુળ સ્થાપવામાં હું તો માત્ર નિમિત્તરૂપ છું.' અને પછી તેમણે આશ્રમમાં જેટલા પણ સંતો હતા તેમને આદેશ આપતાં કહ્યું, 'સંતો! તમે બધા આશ્રમની બહાર નીકળી આવો. ત્રણ લુગડે જ બહાર આવજો. સાથે કોઇ જ કશું ન લાવે, કારણ કે આશ્રમને સીલ દેવાનો હજુરશ્રીનો હુકમ છે, અને સંતો! જે થયું તે ઘણું સારૂં થયું. આપણે હવે આડ નીચે બેસી ઇશ્વરભજન કરીશું. આ આશ્રમ જેનો છે તે પોતે જ તેનું રક્ષણ કરશે કારણ કે તે શ્રી ગુરુદેવ પોતે સમર્થ છે.'

રાજ્યના કર્મચારીએ પછી આશ્રમ જોયું, પ્રવૃત્તિઓ જોઇ. મહારાજશ્રી સાથે વાતો કરી, પૂછપરછ કરી બધું તપાસ્યું. આ કર્મચારીને આ બધું જોયા પછી ખાત્રી થઇ કે આ આખાય કિસ્સા પાછળ ખટપટ સિવાય કંઇ નથી. આશ્રમમાં જનકલ્યાણ માટે થતી પ્રવૃત્તિ જોઇ, સાધકો જોયા, મહારાજશ્રીની સરળતા અને સત્યતા જોયાં. કર્મચારીએ

પાછા જતાં પહેલાં મહારાજશ્રીને વંદન કર્યાં અને કહ્યું : 'હું આવ્યો તો સીલ દેવા પણ મેં જોયું કે આપ નિર્દોષ છો. આપના શિષ્યે આ બધી ખટપટ કરી છે. હું અત્યારે જ પાછો જાઉં છું અને ભુજ જઇ હજુરશ્રીને સાચી હકીકત જણાવું છું. મને ખાત્રી છે કે, હજુરશ્રી સાચી હકીકત જાણ્યા પછી સીલ દેવાનો હુકમ જરૂર રદ કરશે અને ઇશ્વર કરશે તો સૌ સારૂં થશે.' કર્મચારી ભુજ રવાના થઇ ગયા. હજુરશ્રી પાસે બધી સત્ય ઘટના મૂકી અને ઇશ્વર–આશ્રમને સીલ દેવાનો હુકમ રદ કર્યો.

મહારાજશ્રી પછી તો રાતદિવસ ઇશ્વરરામજી ગુરુકુળના મકાનોના બાંધકામ પર દેખરેખ રાખવા લાગ્યા. તેમણે પોતાના અનુયાયીઓ પાસેથી લાખો કોરી મેળવી અને મકાનોના બાંધકામ પાછળ ખર્ચી. આખરે મકાનોના ઉદ્દ્ઘાટન માટેનો દિવસ આવી પહોંચ્યો. પોતાનું સ્વપ્ન સિદ્ધ થતું જોઇ મહારાજશ્રી પરમ આનંદ અનુભવવા લાગ્યા, અને સને ૧૯૯૩ના મહા માસની વસંતપંચમીને દિવસે શ્રી ઇશ્વર-રામજી ગુરુકુળની ઉદ્દ્ઘાટનક્રિયા અદમ્ય ઉત્સાહ અને આનંદના વાતાવરણ વચ્ચે થઇ. તે દિવસે સમગ્ર કચ્છમાંથી સેંકડોનો જનસમુદાય ગુરુકુળને આંગણે આવી પહોંચ્યો અને જ્યાં માતા શારદાનું સતત્ સ્તવન અને કવન થવાનું હતું એ ગુરુકુળનું દર્શન કરી કૃતકૃત્ય થવા લાગ્યો.

મહારાજશ્રી પછી પોતાનો બધો જ સમય ગુરુકુળ પાછળ આપવા લાગ્યા અને જોતજોતામાં તેમણે ગુરુકુળમાં

અંધશાળા, નિવાસગૃહ, પરિવારગૃહ, ભોજનશાળા, દવાખાનું, વ્યાયામશાળા અને અતિથિગૃહ વગેરે સ્થાપ્યાં.

ગુરુકુળ મહારાજશ્રીના વડપણ નીચે ખૂબ ફાલ્યું અને ફૂલ્યું એટલે પછી મહારાજશ્રીનું મન ફરી ચિંતન અને અંતરયામીની ખોજ પાછળ લાગ્યું. તેમણે ફરીને એકાંત સેવી. વધુ ને વધુ ધ્યાનસ્થ અવસ્થા ગાળવા માંડી. સારી એવી ધ્યાનસ્થ અવસ્થા અને અંતરયામીની ખોજ–આ એમનું પછી મુખ્ય ધ્યેય બન્યું અને તેઓશ્રી લગભગ સાધક અવસ્થામાંથી આગળ વધી સિદ્ધ અવસ્થાએ આવી પહોંચ્યા.

પણ ત્યાં ૧૯૯૬ નો દુષ્કાળ પડયો.

ઇશ્વરરામજી ગુરુકુળના સર્જન પછી સંતુષ્ટ થઇ મહારાજશ્રી મોટે ભાગે એકાંત સેવતા હતા અને ચિંતનશીલ રહેતા હતા. સાંજે ચારેક વાગે તેઓ ગુરુકુળની આસપાસના વિસ્તારમાં થોડોક વખત ફરતા અને પછી પાછા પોતાની પર્ણકુટીમાં જઇ ધ્યાનમગ્ન થઇ જતા.

૧૯૯૬ ના કપરા દુષ્કાળની વાત મહારાજશ્રીને કાને તો આવી હતી. તેમને થતું પણ હતું કે વરસાદનો છાંટોય ન પડવાથી લોકો ભારે દુઃખી છે, પરંતુ આમ છતાં બ્રહ્મને પામવા તેઓ વધુને વધુ ધ્યાનસ્થ અવસ્થામાં રહેતા હતા.

એક દિવસની સાંજ પડી હતી. મહારાજશ્રી દેશલપુર અને સદનવાડી વચ્ચેના રસ્તા પર ચાલી રહ્યા હતા. સાથે બે શિષ્યો હતા. મહારાજશ્રી તેમને કહી રહ્યા હતા: 'સ્થિત-

પાછા જતા પહેલા મહારાજશ્રીને વદન કર્યાં અને કહ્યુ 'હું આવ્યો' તો સીલ દેવા પણ મે જોયુ કે આપ નિર્દોષ છો આપના શિષ્યે આ બધી ખટપટ કરી છે હું અત્યારે જ પાછો જાઉ છુ અને ભુજ જઇ હજુરશ્રીને સાચી હકીકત જણાવુ છું મને ખાત્રી છે કે, હજુરશ્રી સાચી હકીકત જાણ્યા પછી સીલ દેવાનો હુકમ જરૂર રદ કરશે અને ઇશ્વર કરશે તો સૌ સારૂ થશે' કર્મચારી ભુજ રવાના થઇ ગયા હજુરશ્રી પાસે બધી સત્ય ઘટના મૂકી અને ઇશ્વર-આશ્રમને સીલ દેવાનો હુકમ રદ કર્યો

મહારાજશ્રી પછી તો રાતદિવસ ઇશ્વરરામજી ગુરુકુળના મકાનોના બાધકામ પર દેખરેખ રાખવા લાગ્યા તેમણે પોતાના અનુયાયીઓ પાસેથી લાખો કોરી મેળવી અને મકાનોના બાધકામ પાછળ ખર્ચી આખરે મકાનોના ઉદ્ઘાટન માટેનો દિવસ આવી પહોચ્યો પોતાનુ સ્વપ્ન સિદ્ધ થતુ જોઇ મહારાજશ્રી પરમ આનંદ અનુભવવા લાગ્યા, અને સને ૧૯૯૩ના મહા માસની વસન્તપચમીને દિવસે શ્રી ઇશ્વર-રામજી ગુરુકુળની ઉદ્ઘાટનક્રિયા અદમ્ય ઉત્સાહ અને આનદના વાતાવરણ વચ્ચે થઇ તે દિવસે સમગ્ર કચ્છમાથી સેકડોનો જનસમુદાય ગુરુકુળને આગણે આવી પહોચ્યો અને જયા માતા શારદાનુ સતત્ સ્તવન અને કવન થવાનુ હતું એ ગુરુકુળનુ દર્શન કરી કૃતકૃત્ય થવા લાગ્યો

મહારાજશ્રી પછી પોતાનો બધો જ સમય ગુરુકુળ પાઠ આપવા લાગ્યા અને જોતજોતામા તેમણે ગુરુકુળમા

અંધશાળા, નિવાસગૃહ, પરિવારગૃહ, ભોજનશાળા, દવાખાનું, વ્યાયામશાળા અને અતિથિગૃહ વગેરે સ્થાપ્યાં.

ગુરુકુળ મહારાજશ્રીના વડપણ નીચે ખૂબ ફાલ્યું અને ફૂલ્યું એટલે પછી મહારાજશ્રીનું મન ફરી ચિંતન અને અંતરયામીની ખોજ પાછળ લાગ્યું. તેમણે ફરીને એકાંત સેવી. વધુ ને વધુ ધ્યાનસ્થ અવસ્થા ગાળવા માંડી. સારી એવી ધ્યાનસ્થ અવસ્થા અને અંતરયામીની ખોજ—આ એમનું પછી મુખ્ય ધ્યેય બન્યું અને તેઓશ્રી લગભગ સાધક અવસ્થામાંથી આગળ વધી સિદ્ધ અવસ્થાએ આવી પહોંચ્યા.

પણ ત્યાં ૧૯૯૬ નો દુષ્કાળ પડયો.

ઇશ્વરરામજી ગુરુકુળના સર્જન પછી સંતુષ્ટ થઇ મહારાજશ્રી મોટે ભાગે એકાંત સેવતા હતા અને ચિંતનશીલ રહેતા હતા. સાંજે ચારેક વાગે તેઓ ગુરુકુળની આસપાસના વિસ્તારમાં થોડોક વખત ફરતા અને પછી પાછા પોતાની પર્ણકુટીમાં જઇ ધ્યાનમગ્ન થઇ જતા.

૧૯૯૬ ના કપરા દુષ્કાળની વાત મહારાજશ્રીને કાને તો આવી હતી. તેમને થતું પણ હતું કે વરસાદનો છાંટોય ન પડવાથી લોકો ભારે દુઃખી છે, પરંતુ આમ છતાં બ્રહ્મને પામવા તેઓ વધુને વધુ ધ્યાનસ્થ અવસ્થામાં રહેતા હતા.

એક દિવસની સાંજ પડી હતી. મહારાજશ્રી દેશલપુર અને સદનવાડી વચ્ચેના રસ્તા પર ચાલી રહ્યા હતા. સાથે બે શિષ્યો હતા. મહારાજશ્રી તેમને કહી રહ્યા હતા: 'સ્થિત-

પ્રજ્ઞની અવસ્થા પામવી એ કંઇ સહેલું કામ નથી; અનાસક્તિ યોગ દ્વારા સ્થિતપ્રજ્ઞની અવસ્થા પામી શકાય; પરંતુ તે માટે માનવીએ પ્રથમ તો સંસારી માયાના બંધને તોડી આગળ જવું જોઇએ.'

આમ વાત ચાલતી હતી ત્યાં બે-ત્રણ માલધારીઓ ચાલીશ જેટલી ગાયોને લઇને ત્યાંથી પસાર થયા. ગાયોમાં લોહી ન હતું. માત્ર હાડકાં દેખાતાં હતાં. માલધારીઓ તેમને બળજબરીથી આગળ ને આગળ હાંકી જતા હતા. એક માલધારી તો ગાયને ફટકારતો આગળ ચલાવી રહ્યો હતો.

મહારાજશ્રીએ આ જોયું. માલધારીને પડકારતાં તેઓ બોલ્યા, 'ગઉતરીને મારે શા માટે છે? જોતો નથી એના પગમાં જોર નથી? હાડકાંનું માળખું જ માત્ર છે! તું ફટકારીશ તેથી એના પગમાં જોર કયાંથી આવી જવાનું છે? ગૌ તો માતા છે. એનાં તો પૂજન હોય. એને કંઇ માર હોય!'

મહારાજશ્રીના વાકયોથી માલધારી ઝંખવાણો પડી ગયો. મહારાજશ્રીના વાકયોએ એના પર એટલી બધી તો અસર કરી કે એનું હૃદય હલી ગયું. એની આંખમાં પાણી આવ્યાં. એણે મહારાજશ્રીના પગમાં પડી ચરણસ્પર્શ કર્યો અને કહ્યું:

'મહારાજશ્રી, હું એ સમજું છું કે ગૌતરીને મારવું એ પાપ છે; પણ હું શું કરૂં? છન્નુઓ દુકાળ પડયો છે. ઠેઠ ગરહામાંથી આ ગાયોને ખેંચતો આવું છું. મારગમાં

પૂજ્યપાદ બ્રહ્મવિદ્વરિષ્ઠ મહારાજ શ્રી ઇશ્વરરામજી



પ્રાકટ્ય : સંવત ૧૮૯૫ આસો સુદ ૨
સ્વરૂપાનસ્થાત–સંવત ૧૯૫૩ અષાડ વદ ૨.

ક્યાંય ખાવા ઘાસ નથી. મને એમ કે જલદી જલદી ગુજરાતમાં પહોંચી જાઉં તો ગાયો જીવી જાય. દુકાળ વરસ ત્યાં કાઢીશ અને ફરી આવતે વરસે વરસાદ થશે ત્યારે ગાયો પાછી લાવીશ. પણ મહારાજશ્રી ! મારી ચિંતા જ એ છે કે આ ગાયો ગુજરાતમાં કેમ પહોંચશે ? મહારાજશ્રી ! રસ્તામાં ચાર ગાયો તો થાકી પડી. એમને એમ ને એમ જંગલમાં મૂકીને બાકીની ગાયો લઈને આગળ વધ્યો જાઉં છું. ભગવાન જાણે ! ગુજરાતમાં પહોંચીશ ત્યારે કોણ જાણે કેટલી ગાયો જીવતી રહી હશે ? અને મહારાજશ્રી ! મારી મૂડી એ આ મારી ગાયો છે. ગાયો જો હાથમાં ન રહી તો મારૂં આખું કુટુંબ ભૂખે મરવાનું.'

માલધારીના શબ્દો સાંભળી મહારાજશ્રીનું હૃદય ભારે કરૂણા અનુભવવા લાગ્યું. એમનાથી કંઈ બોલાયું નહિ. એ ગાયો નજીક ગયા અને ગાયોના શરીરે હાથ ફેરવવા લાગ્યા. હાડપિંજર જેવી ગાયો જોઈ મહારાજશ્રીની આંખમાં ઝળઝળીયાં આવ્યાં.

થોડીવાર રહી સ્વસ્થતા આવ્યા પછી મહારાજશ્રીએ માલધારીને કહ્યું, 'ભાઈ ! ભગવાનને ગમે એ માથા પર હિંમત હારવાથી કંઈ રસ્તો નથી નીકળવાનો ઈશ્વર ઈચ્છા હશે તો તારી બધી ગાયો બચી જશે.'

સૂર્ય હવે ક્ષિતિજની પેલી પાર જવા લાગ્યો હતો. ગામમાં પાછા ફરવા આતૂર બનેલું–ઉતાવળે ગામમાં જવા

મથતું ગામનું પશુધન ધૂળની ડમરીઓ ઉડાડતું ઉડાડતું ગામ ભણી જઇ રહ્યું હતું. પક્ષીઓ પોતાના માળા તરફ તીરની ઝડપથી પાછા ફરવા માંડયાં હતા. મંદિરોમાં સંધ્યા આરતીના ઘંટારવ શરૂ થયા હતા. તેવે વખતે રસ્તા પર મહારાજશ્રી અર્ધોએક કલાક સુધી મૌન સેવી એમને એમ ઉભા રહ્યા.

માલધારીએ આખરે હિંમત કરી શાંત વાતાવરણને વાચા આપી. તેણે મહારાજશ્રીના ચરણોને સ્પર્શી કહ્યું:

'મહારાજશ્રી! હવે આપ આશીરવાદ આપો એટલે હું આગળ વધું, આપની આશિષો હશે તો મારી ગાયો બચી જશે.'

મહારાજશ્રીએ ધીર ગંભીર વાણીએ કહ્યું:

'તને અને તારી ગાયોને હવે હમણાં હું અહીંથી જવા નહિ દઉં. તું તારી ગાયોને લઇને આ સામે દેખાય તે ઇશ્વરરામજી આશ્રમમાં ચાલ. તારી ગાયો ત્યાં અઠવાડિયું બરાબર ચરશે. ચારો, પાણી, ખાણ બધું એને બરાબર મળશે. અઠવાડિયામાં ગાયોના પગમાં જોર આવી જશે. અને પછી તારી ગાયો મહેલાઇથી ગુજરાતમાં પહોંચી જશે. ચાલ, ગાયોને હાંક, આશ્રમ તરફ. આમ કહી મહારાજશ્રીએ હાથમાંના દંડથી માલધારીને આશ્રમનો રસ્તો બતાવ્યો. માલધારીની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. તેને થયું કે રસ્તામાં જાણે ભગવાનનો ભેટો થયો. મહારાજશ્રીએ બતાવેલા ઉપકાર તળે

તે એવો તો દબાઇ ગયો હતો કે તે કશું જ બોલી શકયો નહિ. આભારની લાગણીની રેખાઓ તેના ચહેરામાં ટરવરવા લાગી. મહારાજશ્રીએ એ જોયું અને કહ્યું :

'ગાંડા! આ કંઇ હું નથી કરતો. આ કરનારો તો સર્વશકિતમાન ઇશ્વર જ છે, મારો અને તારો રામ છે. હુ તો માત્ર નિમિત્ત છું.'

માલધારીની ચાલીશ જેટલી ગાયો તે રાત્રે ઇશ્વરરામજી આશ્રમમાં આવી પ્હોંચી. ગાયોને પેટ ભરાય તેટલો ઘાસ-ચારો અને ખાણ આપવામાં આવ્યા. માલધારીનો આનંદ તો કયાંય માતો ન હતો.

તે રાત્રે જ્યારે મહારાજશ્રી ધ્યાનસ્થ અવસ્થામાં બેઠા ત્યારે તેમનું ચિત્ત સ્વસ્થ થતું જ ન હતું. સંધ્યા ટાણે નજર સામે હાડપિંજર જેવી જોયેલી ગાયો તેમની નજર સામે તરવર્યા કરતી હતી. મહારાજશ્રીને થતું હતું, કચ્છમાં તો આવું અબોલ એવું કેટલુંય પશુધન પડયું છે. આ બધાંનું શું થશે? આ બધાંને કોણ બચાવશે? અને તેવી જ માન-વીઓની દશા હશે! કચ્છમાં એવાં કેટલાંય માનવીઓ હશે, દુઃખી હશે, ગરીબ હશે જેમને આ છન્નુઆ દુકાળમાં બે ટંક તો શું પણ એક ટંક પણ ખાવા મળતું નહિ હોય!

આમ સ્વસ્થ થવા માગતા મહારાજશ્રી આજે સાંજે જોયેલા ચિત્ર પછી વધુ ને વધુ અસ્વસ્થ થતા જતા હતા. ચિંતન માટે, ધ્યાન માટે તેઓ પ્રયત્ન કરતા હતા પરંતુ તેને

બદલે તેઓ વધુ ને વધુ અસ્વસ્થ બનતા જતા હતા. આખરે તેમણે 'રામને સંભાર્યા અને કહ્યું: 'હે રામ! કંઇક તો પ્રકાશ પાડ.'

થોડીવાર પછી મહારાજશ્રીને જાણે કંઇ પ્રકાશ લાધ્યો હોય તેમ તે વિચારવા લાગ્યા, 'શું સાચું! મારા આત્માના કલ્યાણ માટે સતત ચિંતન કરું તે કે આવા કપરા દુષ્કાળના સમયમાં દીન અને દુઃખીયાં છે, જે અબોલા જીવ છે તેની સેવા કરું તે?'

મહારાજશ્રીએ ઘણીવાર સુધી આ પરિસ્થિતિ પર વિચાર કર્યો અને આખરે જાણે તેમને અંતરમાંથી અવાજ સંભળાયો હોય તેમ તેમણે પોતાના મનને કહેવા માંડયું, 'હું બ્રહ્મને ઓળખવા કે પામવા પર્ણકૂટિના દ્વાર બંધ કરી અંદર ધ્યાનમગ્ન થઇ બેસી રહું એ સારી વાત તો છે; પરંતુ આજે જ્યારે કચ્છમાં ભયંકર દુકાળ પડયો છે ત્યારે કચ્છમાંના દુઃખીયાં છે અને જે અબોલાં છે તેની સેવા કરવામાં સમય આપું તો તે શું વધારે સારું નથી? આત્માનું કલ્યાણ તો કરીશ પરંતુ અત્યારે માનવસેવા કરવાની જ્યારે ફરજ આવી પડી છે ત્યારે એ સેવા પાછળ લાગી જવું એ શું ઓછું કામ છે? કદાચ ઇશ્વર જો મને એની વાચા સંભળાવે તો પણ એમ જ કહે કે જે સેંકડો દુઃખીયાં છે અને સેંકડો અબોલાં જીવ છે તેની સેવા કરવાનો આ સમય છે ત્યારે પહેલાં એ કર્તવ્ય બજાવ પછી જ આત્માના કલ્યાણની વાત કરજે.'

મહારાજશ્રીએ આમ મનથી દૃઢ નિશ્ચય કર્યો કે છપ્નુના દુકાળમાં અત્યારે સૌથી પ્રથમ કર્તવ્ય દુષ્કાળગ્રસ્ત માનવીઓ અને પશુઓની સેવા કરવી તે છે. મહારાજશ્રીએ એ પછી પર્ણકુટીના દ્વાર બંધ કરી કયારે પણ ધ્યાનસ્થ અવસ્થાને આવકારી નહિ; પરંતુ કચ્છ અને કચ્છ બહારથી સેંકડો અને હજારો રૂપીઆ એકઠા કરી લોકોની સેવાના કાર્યમાં તે મશગૂલ બન્યા.



## સરલતા અને સત્યતાનો વિજય

### ( ૪ )

મહારાજશ્રીના દિલમાં ગરીબો અને દુઃખીયાં પ્રત્યે આપ ભાવે અનુકંપા હતી. છન્નુના દુકાળમાં ઘણાં ગરીબો રોટલો મેળવ્યા સિવાય રાતના પેટમાં ગુડા ઘાલી સૂઈ રહે છે એવી વાતો મહારાજશ્રીને કાને આવી. મહારાજશ્રીને થયું, ચિંતન અને અંતરયામીની ખોજ એ તો ખરું પરંતુ આ દુકાળમાં ગરીબો માટે પણ કંઇ કરવાની મારી ફરજ ખરી કે નહિ? દિલમાં માણેલા મનોમંથનમાં આખરે ફરજને એમણે આગળ મૂકી. પોતાના સેંકડો અનુયાયીઓને એમણે કાગળો લખ્યા. અંદર લખ્યું, 'કચ્છમાં ભયંકર દુકાળ છે. ગરીબો અન્ન વિના ટળવળે છે. તમારાથી જે પણ કંઇ મોકલાય તે મોકલો. હું એ પૈસામાંથી જેટલા પણ વધુમાં વધુ ગરીબોને રોટલા અને ખીચડી આપી શકાશે તેટલી આપીશ.'

અને પછી મહારાજશ્રીએ ઇશ્વરરામજી ગુરુકુળમાંથી ગરીબોને અન્ન આપવાનું શરૂ કર્યું. જોતજોતામાં તો ચારે બાજુ વાત ફેલાઇ ગઇ કે મહારાજશ્રી ઓધવદાસજી ગરીબોને અન્ન આપે છે. આ વાત ફેલાતાં જેઓ ભૂખ્યા હતાં, દીન હતા, એવા ગરીબોના સમૂહોના સમૂહ ગુરુકુળમાં આવવા લાગ્યા અને મહારાજશ્રી તેમને ખોળા ભરીને અન્ન આપવા લાગ્યા.

ઘણીવાર તો પછી એવું બનતું કે મહારાજશ્રી પાસે પાઇ ન મળે અને ગરીબો તો એક પછી એક મોટા સમૂહોમાં આવ્યા જ કરે; પરંતુ મહારાજશ્રીએ ક્યારેય કોઇને પાછા ન વાળ્યા કે શ્રદ્ધાને ન ઓસરવા દીધી.

એક વખત મહારાજશ્રી પાસે બાજરો ન મળે. પૈસા પણ ન મળે. તેમણે પોતાના શિષ્યોને આજુબાજુના ગામડાંઓમાં ગમે ત્યાં જઇ ખંદી વળી એક ગાડું બાજરો ભરી આવવાનુ કહ્યું અને આદેશ પણ આપ્યો કે બાજરો લીધા વિના ઠાલા ન આવજો. શિષ્યો ગામેગામ ફરી વળ્યા. ક્યાંયથી બાજરો ન મળે. શિષ્યો મુંઝાયા. આખરે એક ગામમાં બાજરો હાથ આવ્યો પણ બાજરાનો માલિક કહે કે, પેલા પૈસા ને પછી બાજરો. ભાવ પણ મનમાન્યો માગ્યો. શિષ્યોએ કહ્યું, ગુરુકુળ જઇ પૈસા મોકલી આપીશું પણ બાજરાનો માલિક એમ શેનો માને! શિષ્યો મુંઝાયા. પૈસા તો પાસે હતા નહિ. આખરે એક શિષ્ય દોડયો મહારાજશ્રી પાસે!

મહારાજશ્રીને આવીને કહે કે, 'બાજરો તો મળ્યો છે પણ એ પૈસા પહેલા માગે છે.' મહારાજશ્રી હસ્યા, પછી બોલ્યા, 'પૈસા તો એક રાતી પાઇ પણ પાસે નથી' અને પછી અતૂટ એવા શ્રદ્ધાબળ સાથે કહ્યું : 'અંતરયામી, પૈસાને અભાવે કામ નહિ અટકાવે. પૈસા તો આવી જશે' તમે ગાડું ભરાવો. પૈસા મોકલાવું છું. એને કહેજો કે પૈસા હાથમાં આવે પછી ગાડું હાંકવા દે.' શિષ્ય પાછો ગામડે ગયો. આ બાજુ મહારાજશ્રીને થયું. પૈસાનું હવે શું કરવું? થોડી

મૂઝવણ, થોડી શ્રદ્ધા અને થોડી આસ્થા—આમ ત્રિવિધ સ્થિતિ મહારાજશ્રી અનુભવતા હતા ત્યાં પરદેશથી મહારાજશ્રીના નામનું એક મોટી રકમનું મનીઓર્ડર આવી પહોચ્યુ મહારાજશ્રીએ તુરત પૈસા આપી એક માણસને ગામડે દોડાવ્યો અને થોડા સમય પછી ગાડું ભરીને બાજરો ઇશ્વરામજી ગુરુકુળને આંગણે ઠલવાયો મહારાજશ્રીએ કહ્યુ 'અંતરયામીની મારા પર કેટલી બધી કૃપા છે? તે કયારે પણ મારુ કામ અટકાવતો નથી જ પણ આકાશી મદદથી આવી પ્રવૃત્તિઓ હાથ ધરનાર અને નિભાવનાર એ મત પુરુષનું આત્મબળ, મનોબળ અને શ્રદ્ધાબળ કેટલા હશે!

મહારાજશ્રીના ધર્મ વિષેના ખ્યાલો પાછળ પણ ભારે વિશાળ દૃષ્ટિ હતી તેઓ કહેતા કે, 'એક જ પ્રભુને પ્રાપ્ત કરવાને માટે સર્વે ધર્મો છે જેનાથી પ્રભુની પ્રાપ્તિ થતી નથી, તે ધર્મ ગમે તેવો હોય છતા પણ તે બરાબર નથી'

ઇશ્વરરામજી ગુરુકુળને ચાલતુ કર્યા પછી તેમનું વલણ દિવસોદિવસ એકાંતવાસ અને ધ્યાન તરફ વધુ ઢળતુ જતુ હતુ તેમના દિલમા એક પ્રકારનું મથન ચાલતુ હતું આ મથન એ હતુ કે, મારે હવે મારો બધો જ સમય ધ્યાનમ ગાળવો જોઇએ અને આમ કરવુ હોય તો મારે આશ્રમ છોડી ભારતની ભવ્ય તિર્થભૂમિ બદ્રિનાથમા થઇ ત્યા રહેવુ જોઇએ આ વિચાર ઉત્તરોત્તર તેમનામા દૃઢ થતો ગયો આખરે તેમણે એક દિવસ મૈયાજીને કહ્યુ 'મૈયાજી' ઇશ્વરગમ આશ્રમ, અને ઇશ્વરરામજી ગુરુકુળનુ મારું કર્તવ્ય

પૂરું થયું છે. હવે તો મારે બદ્રિનાથ જઇ બાકી રહેતું શેષ જીવન ધ્યાનમાં ગાળવું જોઇએ અને મૈયાજી! મેં તેવો નિર્ણય પણ કરી નાંખ્યો છે. મહારાજશ્રીના બદ્રિનાથ જવાના વિચારની આમ જોતજોતામાં ગુરુકુળ અને આશ્રમમાં સૌને જાણ થઇ. બધાને થયું કે, મહારાજશ્રી અહીં જ રહે અને એકાંતવાસ ગાળે પરંતુ બદ્રિનાથ તો તેમણે નહિ જવું જોઇએ. પરંતુ આ બધામાં સૌથી વધુ સંતાપ હોય તો તે વૃદ્ધ રામદાસજીને હતો અને તેવો જ સંતાપ તેમના વૃદ્ધ માતુશ્રીને હતો. મહારાજશ્રીના બદ્રિનાથ જવાના નિર્ણયથી આ બંને વૃદ્ધ હૈયાં ભારે કરુણ બન્યા હતા અને તેમના દિલની કરૂણતા સૌને દૃષ્ટિગોચર થતી હતી. મૈયાજીએ પણ એક દિવસ આ કરુણાના દર્શન કર્યાં. કરુણાના દર્શનથી તેમની આંખમાં આંસુ આવ્યાં. મહારાજશ્રીને મળી તેમણે કહ્યું, 'મહારાજશ્રી! આપના આત્માના ઉત્કર્ષ માટે અને અંતરયામીની ખોજ માટે આપ બદ્રિનાથ જઇ વસો એ તો સર્વથા શ્રેષ્ઠ છે, પણ મહારાજશ્રી! આપે બાપુ રામદાસજી અને વૃદ્ધ માતુશ્રીનો વિચાર કર્યો છે? બદ્રિનાથ જવાના તમારા નિર્ણયની જાણ પછી એ બંનેમાંથી નથી કોઇ પેટ ભરી જમતું કે નથી કોઇ નિરાંતે ઊંઘતું! આપને સતત નજર સનક્ષ જોવા એ એમનો આજે મોટામાં મોટો આનંદ છે. જીવનને આરે આવી ઉભેલાં આ બે વૃદ્ધ હૈયામાં આપનો નિર્ણય જાણ્યા પછી કેટલી બધી કરૂણતા આવી ચડી છે એ આપે કયારે જોયું છે?. મહારાજશ્રી, બદ્રિનાથ ભારતની ભવ્ય તપોભૂમિ છે, એની ના નહિ. ત્યાં જઇ વસ-

વાનું પુણ્ય પણ મહાન છે એ ખરું. પરંતુ મહારાજશ્રી! વૃદ્ધ હૈયાંને સંતોષવાં, રાજી કરવાં અને આનંદમાં રાખવાં એ પુણ્ય પણ કંઇ ઓછું નથી. મહારાજશ્રી! હું તો એટલે સુધી કહું છું કે એ વૃદ્ધોને સંતોષવા આપ આપની અંતર્યામી વિશેની ખોજ થોડા સમય પૂરતી પડતી મૂકો તો એ નિર્ણય મારે મન વધુ મહાન, વધુ ભવ્ય લેખાશે. એમનો આધાર આપ એક માત્ર છો.' મહારાજશ્રીનું નિર્મળ હૃદય મેયાજીની આ વાણી સાંભળી હલી ઊઠયું. બદ્રિનાથ જવાનો વિચાર તેમણે પડતો મૂકયો.

મહારાજશ્રી આ પછી ઇશ્વરરામજી ગુરુકુળમાં જ રહ્યા અને થોડે દૂર આવેલી ટેકરી પરની એક નાનકડી કુટિરમાં રહી પોતાનો સમય ઇશ્વરની સ્તુતિ અને એની ખોજમાં ગાળવા લાગ્યા.

મહારાજશ્રી ધર્મપરાયણ હતા તેવા જ ક્રાંતિદર્શક પણ હતા. સંવત ૨૦૦૨માં ગુજરાતના પ્રખર કર્મયોગી શ્રી રવિશંકર મહારાજ કચ્છ આવ્યા. કચ્છની જનતાએ એમની અમૃતવાણી દ્વારા પૂ. ગાંધીજીનો પ્રેરક સંદેશો સાંભળ્યો. જનતાને એમાંથી એક અનેરી પ્રેરણા મળી. જનતાએ જાણ્યું કે અસ્પૃશ્યતા એ હિંદુ ધર્મનું એક મહાન કલંક છે. મહારાજશ્રી ઓધવદાસજીની ક્રાંતિકારી દૃષ્ટિમાં પણ આ વાત આવી વસી ગઇ. અને કચ્છના એ સંતે—એ ધર્મગુરૂએ એક મહાન અને મક્કમ પગલું ભર્યું.

ગુજરાતના પ્રખર કર્મયોગી શ્રી રવિશંકર મહારાજના

મુખેથી અસ્પૃશ્યતાના કલંક વિષે સાંભળ્યા પછી મહારાજ-શ્રીના હૃદયમાં ભારે મથામણ જાગી. એક બાજુ સનાતન ધર્મની એમણે દિક્ષા લીધી હતી તો બીજી બાજુ અસ્પૃશ્યતા એ હિંદુ ધર્મ માટે કલંક સમાન છે એવી શ્રી રવિશંકર મહારાજના મુખેથી સાંભળેલી વાણી એમનાં હૃદયમાં બરાબર વસી ગઇ હતી. અસ્પૃશ્યતા એ સમાજ માટે કલંકરૂપ છે એ વાત એમણે મનમાં નક્કી કરી લીધી અને તેથી એ કલંક ધોઇ નાખવા તેમણે દૃઢ નિર્ધાર કર્યો.

શ્રાવણ માસની અગિયારસ હતી. મહારાજશ્રીના સંખ્યાબંધ અનુયાયીઓ મહારાજશ્રીની વાણી સાંભળવા દ્વારામાં એકઠા મળ્યા હતા. એમાં પુરુષો હતા, સ્ત્રીઓ પણ હતી. મહારાજશ્રીએ ભાગવત વાંચવું શરૂ કર્યું. એમની વાણી સાંભળવામાં શ્રોતાજનો લીન હતાં. મહારાજશ્રીનું જ્ઞાન, કહેવાની ઢબ, વાણીની છટા, આ બધાં વચ્ચે ભારે સુમેળ હતો અને તેથી મહારાજશ્રી જ્યારે ભગવાનની કથા વાંચતા ત્યારે ત્યાં ભારે શાંતિ પથરાઇ જતી.

આજે એવીજ શાંતિમાં મહારાજશ્રીએ પોતાની કથા પૂરી કરી અને કથા પૂરી કર્યા પછી તેમણે પોતાના અનુયાયીઓને અને ભાવિકોને કહ્યું:

'આજે તમને બધાયને મારે એક વાત કહેવી છે. એ વાત તમને ગમશે કે નહિ એની મને ખબર નથી પણ મારા આત્માના અવાજ પ્રમાણે મારે આગળ જવું જોઇએ અને તેથી તમને એ વાત કહેવી જ જોઇએ.'

મહારાજશ્રીએ આજ સુધીમાં પોતાના ભક્તોને એમ ક્યારે પણ કહ્યું ન હતું કે, 'મારી આ વાત તમને ગમશે કે નહિ.' આજે મહારાજશ્રીના ભક્તો તેઓશું કહેવા માગે છે તે ધ્યાન દઈ સાંભળવા લાગ્યા.

મહારાજશ્રીએ આગળ ચાલતાં કહ્યુ, 'જુઓ, આજે કેટલાય દિવસથી હું મંથન કરી રહ્યો છું અને એ મંથન પછી મને એ ખાત્રી થઇ છે કે આભડછેટ એ હિંદુ ધર્મ કે હિંદુ સમાજ માટે એક કલંકરૂપ છે. હરિજનોને દૂર રાખીને સમાજે એક મહાપાપ કર્યું છે. અને હવે એ પાપ આપણે સૌએ વહેલી તકે દૂર કરવું પડશે. આપણે જેવા માનવીઓ છીએ તેવા જ હરિજનો પણ માનવીઓ છે. એને માટે મંદિરો, તળાવો, કૂવાઓ બધું બંધ શા માટે? મનુષ્યની જેમ એ પણ ઇશ્વરી ભેટ છે. એમને તરછોડાય નહિ, એમને અસ્પૃશ્ય પણ ગણાય નહિ. જેવા આપણે તેવા એ. જે હક્કો આપણે ભોગવીએ તે હક્કો એ પણ ભોગવે. મારે તેમને સૌ સમાન ગણુવા છે અને ઇશ્વરરામજી આશ્રમ અને આજુબાજુના વિસ્તારમાં અસ્પૃશ્યતાનું કલંક ધોઇ નાખવું છે. અને તમને બધાયને કહું છું કે મારો આ વિચાર નથી, દૃઢ નિર્ધાર છે. બોલો! તમારે કોઇને કંઇ કહેવું છે?'

મહારાજશ્રીની વાણીમાં એટલી તો મક્કમતા હતી કે સૌ થોડો વખત અવાક બની એમ જ બેસી રહ્યાં. મહારાજશ્રીએ સામે બેઠેલા સંખ્યાબંધ ભક્તો સામે નજર ઠેરવી

અને જોયું કે કોઇ કંઇ બોલવા માગે છે! તેમને તેમનો પોતાનો એક શિષ્ય જ જરા સળવળતો દેખાયો. મહારાજશ્રીએ તરત જ તેને માપી લીધો અને કહ્યુ:

'બોલ! ગભરાય છે શા માટે? તારે જે કંઇ કહેવું હોય તે કહે.'

શિષ્યને આથી હિમ્મત આવી. તે કહેવા લાગ્યો, 'મહારાજશ્રી! અછુતો મંદિર પ્રવેશ કરે તો હિંદુધર્મ રસાતાળ જાય. ધર્મના પૂન્ય તો પરવારી ગયાં જ સમજો.'

શિષ્યની વાણી પછી મહારાજશ્રીએ ફરીને સામે બેઠેલા ભકતવૃંદ તરફ નજર નાખી. તેમને તરત સમજાયું કે પોતાના શિષ્યની વાત ઘણા જણને ગમી છે. પરંતુ મહારાજશ્રીને એમાં જરા પણ નવાઇ ન લાગી. તેમણે ફરી એજ મક્કમતાથી કહ્યું:

'તમે બધા ભૂલો છો. હિંદુ ધર્મમાંથી અસ્પૃશ્યતા દૂર નહિ થાય તો સમજજો કે હિંદુ ધર્મ ભયમાં છે. પણ એ કલંક દૂર થયું તો પછી એ ધર્મ સામે કોઇ જ ભય નથી.'

મહારાજશ્રીનાં વાકયો પછી કોઇ કંઇ બોલ્યું નહિ પરંતુ મહારાજશ્રીએ એક નજર ફેરવીને એ જોઇ લીધું હતું કે તેમની વાત ભકતોને રુચિ નથી. પણ મહારાજશ્રી જે કંઇ નિર્ણય કરતા તે પહેલાં ખૂબ વિચારતા પરંતુ એક વખત નિર્ણય કરી લીધા પછી તેમાંથી પાછા કયારે પણ હઠતા નહિ.

ગુરુકુળ વિસ્તારમાં જે કૂવાઓ છે તે હરિજનો માટે ખુલ્લા છે. કોઇ પણ હરિજન ગમે ત્યાંથી પાણી ભરી શકશે અને ગમે ત્યાં જઇ શકશે અને હરીફરી શકશે.

મહારાજશ્રીની આ જાહેરાતથી પહેલાં તો ઘણાને માથે વીજળી પડી હોય તેવું થયું. પરંતુ મહારાજશ્રીના દૃઢ મનોબળ આગળ ધીમે ધીમે બધું ઓસરવા લાગ્યું. ધીમે ધીમે હરિજનો સામેનો રોષ શાંત થવા લાગ્યો અને પછી થોડા સમયમાં જ હરિજનો સૌ સાથે એક સામાન્ય માનવી જેમ હળવાભળવા લાગ્યા.

સનાતન ધર્મની દિક્ષા લેનારા સંત ઓધવદાસજી હરિજન-પ્રેમી બન્યા. મહારાજશ્રી કેવા ક્રાંતિકારક હતા એ માટે આ એક દષ્ટાંત બસ થશે. સનાતનીઓએ હરિજનોને હડધૂત કર્યાના દાખલાઓ તો જોઇએ એટલાં મળશે. ત્યાં આ ક્રાંતિકારક સનાતની સંતે હરિજનોને ગોદમાં લીધા એ સમયની આ વાતનું મૂલ્ય સૌએ સમજવા જેવું છે. અને એ સમજવા લાગીએ છીએ ત્યારે સંત ઓધવદાસજીના ચરણોમાં સૌ કોઇનું મસ્તક સહેજે નમી જાય છે.



## ( ૫ )

ઈશ્વરરામજી ગુરુકુળનો વાર્ષિક ઉત્સવ હતો સંવત ૨૦૦૦ની રામનવમીનો એ દિવસ મહારાજશ્રી ઓધવદાસજીએ ઇશ્વરરામજી ગુરુકુળમા હરિજન છાત્રાલયની સ્થાપના કરી વિદ્યાલયના દ્વારો હરિજન બાળકો માટે ખુલ્લા મૂક્યા તે દિવસે તેમણે કરેલુ લાગણીભર્યું પ્રવચન ક્યારે પણ ભુલાય તેમ નથી તેમણે ઘોષણા કરતા કહ્યુ, 'હું સાચો હિંદુ છુ, અને હિંદુત્વ પરના એ ડાઘને દૂર કરવા માટે સર્વસ્વ અર્પણ કરીશ' મહારાજશ્રીએ એજ અરસામા ગુરુકુળની ભૂમિ પર પાટીદાર છાત્રાલય પણ શરૂ કર્યું મહારાજશ્રીની દૃષ્ટિ આમ એટલી બધી વિશાળ હતી કે કોઇપણ નવી વાત કે નવા પ્રવાહને વેગેથી અપનાવી લેતી હતી મહારાજશ્રીએ એજ રીતે સારસ્વત એજ્યુકેશન સોસાયટીના નિર્ણયને પણ આવકાર્યો અને અર્ધા શુલ્કના ધોરણે ઘણા વિદ્યાર્થીઓને ગુરુકુળમા દાખલ કર્યા

મહારાજશ્રીએ એ પણ જોયુ કે કેળવણી સાથે યુગબળને પણ પિછાણવુ પડશે અને નવા યુગના નૂતન પ્રવાહોને ઝીલવા પડશે અને પછી એક બાજુ સનાતન ધર્મથી ઓતપ્રોત એવા આ યુગના આ સંતે ખેતીવાડી, આરોગ્ય, ખાદી સંચાલન વર્ગ, ગ્રામોદ્યોગ, વર્ધા યોજના તાલીમ વગેરે નવા પ્રવાહોને ઝીલ્યા અને આ પ્રવાહોને

સાધ્ય બનાવવામા પણ પોતાનો કિંમતી ફાળો આપ્યો થોડા સમયમા જ ગુરુકુળને આગણે ગુરુકુળની વાડીમા અદ્યતન ખેતીના અખતરા શરૂ થયા, આરોગ્ય માટે રમતગમતો શરૂ થઇ, ખાદીને પ્રોત્સાહન આપવા અસખ્ય રે(ટ્યા ગુરુકુળમા આવ્યા

મહારાજશ્રીની દૃષ્ટિ જેવી સારગ્રાહી તેવી સર્વગ્રાહી પણ હતી તેમણે ઇશ્વરરામજી ગુરુકુળ તો સ્થાપ્યુ પરતુ તેના દેશના નૂતન પ્રવાહોને ઝીલી ઝીલીને અપનાવવા માડયા તેમણે ખાદીને દાખલ કરી અને બીજી બાજુ નાના ગૃહ ઉદ્યોગોને પણ ગુરુકુળમા સ્થાન આપ્યુ

મહારાજશ્રી કહેતા કે ભારત ખેતી પ્રધાન દેશ છે કોઇ પણ વિદ્યાર્થી સસ્થામા ખેતીને તો અમુક સ્થાન આપવુ જ જોઇએ કે જેથી વિદ્યાર્થીઓમા બાળપણથી જ ખેતી વિષે રસ જાગે, પ્રેમ જાગે અને આ વાત જાહેર કર્યા પછી ઇશ્વરરામજી ગુરુકુળની બાજુમા ખેતી વિકસાવવા મહારાજશ્રીએ ભારે પ્રયાસો કર્યા

મહારાજશ્રીએ એક વાત લે તો પછી તેને પરિપૂર્ણ કર્યા વિના મૂકે જ નહિ મહારાજશ્રીના આવા અગ્રહી સ્વભાવને કારણે જીવનમા તેઓ જ્યા જ્યા હાથ નાખતા ત્યા સફળ થતા તેમણે એક વાર નક્કી કર્યુ કે ગુરુકુળને પાદરે લીલીછમ વાડીઓ સર્જાવી જોઇએ ફળ અને ફૂલથી ઇશ્વરરામજીની વાડીઓ લચી જવી જોઇએ, બસ, આ નિર્ણય પછી મહારાજશ્રી એ કામ પાછળ એવા તો લાગી

ગયા કે કેટલાય સમય સુધી પછી તેમણે બીજુ કામ હાથમાં લીધું જ નહિ.

તેમણે વાંઢાયના ઠકરાઇ ભાઇઓને બોલાવ્યા. દેશલપુરના કણબી ભાઇઓને બોલાવ્યા. ખેતીમાં રસ હોય તેવા સૌને બોલાવ્યા અને ગુરુકુળને પાદરે પડેલી વિશાળ જમીનને બતાવીને કહ્યું, 'આ જમીનમાં પોયરો કરો, ધરતીની રાત દિવસ સેવા કરો અને એમાંથી ઉત્પન્ન કરો. તમે જેમ કહેશો તેમ કરીશ પણ આ ધરતીની રસાળતા વધારવા રાત દિવસ શ્રમ આદરો.'

મહારાજશ્રીએ આમ આજુબાજુના ખેડૂતોને ખૂબ ઉત્તેજ્યા. તેમને તમામ પ્રકારની સગવડો આપી. ખેડૂતો રાત દિવસ એકસરખી મહેનત કરવા લાગ્યા. એક બાજુ મહારાજશ્રીનો સતત આગ્રહ, ખેડૂતોને જોઇતી તમામ સગવડો અને મહારાજશ્રીનો જાતે રસ લેવો. આ બધાનું પરિણામ એ આવ્યું કે થોડા મહિનામાં જ ગુરુકુળની પાદરની એ ધરતીની ભારે કાયાપલટ થઇ. ધરતીને ખેડ મળી, શ્રેષ્ઠ એવું ખાતર મળ્યું, જોઇએ એવું પાણી મળ્યું; અને એનું સારું પરિણામ એ આવ્યું કે, એ ધરતીમાંથી જોઇએ તેવું ઉત્પાદન શકય બન્યું.

ઇશ્વરરામજીની વાડીઓ પછી તો સૌને માટે એક જોવાનું સ્થાન બની. અહીં બાજરાનો કણ આવો સરસ કેમ પાકે છે? શેરડી આવી મીઠી કેમ થાય છે? ટમાટા આટલા સરસ કેમ ઊતરે છે? મરચાં અને રીંગણની

આટલી બધી પેદાશ કમ થતી હશે? વગેરે અનેક વાતો લઇને આજુબાજુના ખેડૂતો અને વાડીઓના માલિકો ગુરુકુળની વાડીઓ પર આવતા અને કલાકો સુધી બેસી એ બધું જોતા, સમજતા અને એ અખતરાઓ પોતાને ત્યાં વાડીઓમાં કરવાની હોંશ લઇને જતા.

એક વખત ગુરુકુળની વાડીઓના બે ખેડૂતો મહારાજશ્રી પાસે આવ્યા. તેમણે મહારાજશ્રીને કહ્યું, 'મહારાજશ્રી, વાડીઓ તો હવે સરસ જામી છે પણ હજુ એમાં થોડીક આપણે વધુ સગવડ કરીએ તો ધાર્યો પાક લઇ શકાય.'

'હા, બોલો! જરૂર બોલો! ગુરુકુળની વાડીઓમાં ખેતી વધારવા માટે કોઇ પણ વાત તમે લાવશો તે મારે મંજુર છે.'

મહારાજશ્રીનાં આ વાકયો સાંભળીને ખેડૂતો ઉત્સાહમાં આવી ગયા. તેમણે કહ્યું:

'મહારાજશ્રી, આપણી વાડીઓમાં ત્રણ કૂવાઓ છે, તેમાંથી બે કૂવાઓમાં તો પાણી પૂરતું છે. આપણે કોશથી તરત પાણી લઇએ છીએ પરંતુ એ બે કૂવાઓ પર મશિન બેસાડીએ તો ધાર્યું પાણી પાકને પાઇ શકીએ. પાક પણ સરસ ઉતરે અને ઉત્પાદન પણ વધે. આપણે બે રીતે ફાયદો થાય-ગુણવત્તામાં અને પ્રમાણમાં.'

મહારાજશ્રીને આ વાત ખૂબ જ ગમી ગઇ. બસ, વળતે દિવસે જ તેમણે પોતાના બે ચાર ભકતોને પત્ર લખ્યા.

અંદર જણાવ્યું કે વાડીઓમાં બે મશિનો બેસાડવાં છે. તેના જેટલા પૈસા થાય તેટલા મોકલો.

મહિનો માંડ થયો હશે ત્યાં ભક્તો તરફથી મહારાજશ્રીના ચરણોમાં આવીને દશ હજાર રૂપિયા પડયા વાડીઓ પર મશિનો બેસશે એ વાત સૌએ જાણી. મશિનો ખરીદાયાં. મહારાજશ્રી જાતે વાડીઓના બે કૂવાઓ પર હાજરી આપવા લાગ્યા. બીજાઓ સાથે પોતે પણ જાત મહેનત કરવા લાગ્યા એક વખત તો પોતે કૂવામાં જાતે ઊતર્યા અને નીચે પહોંચી, કયાં કેમ કામ કરવું તેની સૂચનાઓ આપવા લાગ્યા.

અને આખરે કૂવાના પાણી મશિન દ્વારા ઊંચે ચડયાં, વાડીઓમાં પ્રસર્યાં અને વાડીની જમીનને તૃપ્ત કરવા લાગ્યાં. મહારાજશ્રીના આનંદનો પાર રહ્યો નહિ.

એક વખત મહારાજશ્રી વાડીમાં ફરતા હતા. વાડીઓનો ઘેરાવો માઇલોમાં વિસ્તરેલો હતો. મહારાજશ્રી સાથે એક ખેડૂત પણ હતો. ફરતાં ફરતાં મહારાજશ્રીએ ખેડૂતને કહ્યું, 'અહીં આ જમીન થોડી ઓછી રસાંગવાળી કેમ લાગે છે?'

ખેડૂતે કહ્યું, 'મહારાજશ્રી! અહીં ઢાળાવ વધુ છે એટલે વરસાદ કે કૂવાનું પાણી જમીનમાં નીચે જવાને બદલે ઢાળાવને કારણે બાજુમાં ચાલ્યું જાય છે. પરિણામે આ આટલા ભાગની ધરતીની રસાંગ ઓછી દેખાય છે.'

મહારશ્રીએ તરત પૂછ્યું, 'તો એનો ઉપાય શો?'

ખેડૂત અનુભવી હતો. એની પાસે દૃષ્ટિ પણ હતી. એટલે કહ્યું, ' મહારાજશ્રી ! જુઓ, આ જમીનને છેવાડે એક મોટો બાંધો બાંધવામાં આવે તો પાણી અટકે અને એટલે પછી પાણી જમીનમાં જ ઊતરે અને પરિણામે જમીન લીલી અને રસાંગવાળી બને.'

મહારાજશ્રીએ કહ્યું, 'તો એમ કરીએ. એમાં શું મુશ્કેલી પડે એમ છે ?'

ખેડૂત બોલ્યો. 'મુશ્કેલી તો બીજી કંઇ નથી પણ કામ મોટું છે, એટલે મજૂરી વધુ પડે અને મજૂરો ઘણા રોકવા પડે.

મહારાજશ્રીએ કહ્યું, 'મજૂરો ભલે વધુ રોકવા પડે, ભલે વધુ ખરચ આવે પણ એ કામ થશે જ.'

મહારાજશ્રી આમ બોલી ત્યાંથી ચાલ્યા ગયા અને બાંધાંનું કામ તાત્કાલિક પૂરું કરાવવાના વિચારે ચડયા. તે જ સાંજે મહારાજશ્રી હાથમાં દંડક લઇ ફરવા નીકળ્યા હતા. સાંજનો સમય હતો એટલે ગુરુકુળના વિદ્યાર્થીઓ રમત-ગમતના મેદાનમાં જુદી- જુદી રમતો રમી રહ્યા હતા. મહારાજશ્રી ત્યાંથી પસાર થયા. વિદ્યાર્થીઓની રમતગમત જોવા થોડીવાર ત્યાં થોભ્યા. થોડીવાર પછી તરત જ તેમને વિચાર આવ્યો કે, 'વિદ્યાર્થીઓની આ સમૂહશકિતને કામે લગાડી હોય તો ?'

બસ. મહારાજશ્રીના મનમાંથી એક સરસ વિચાર

પસાર થઇ ગયો. મહારાજશ્રી આનંદમાં આવી ગયા. રમતગમત કરતા વિદ્યાર્થીઓને તેમણે પોતાની પાસે બોલાવ્યા અને કહ્યુ, 'બોલો ! મહેનત કરવા તૈયાર છો ?'

વિદ્યાર્થીઓએ ઉમંગથી જવાબ આપ્યો, 'જરૂર ! જરૂર !'

મહારાજશ્રીએ કહ્યું, 'સખત મહેનત કરવી પડશે. તડકો સહન કરવો પડશે.'

'કબુલ ! કબૂલ, વિદ્યાર્થીઓએ ઉમંગથી જવાબ આપ્યો. એક વિદ્યાર્થીએ તો એટલે સુધી કહ્યું, 'મહારાજશ્રી, આ તો તમે તગારી ઉપાડવાની વાત કરો છો પરંતુ ડુંગર ખોદવો પડે તોય શું ?'

મહાર.જશ્રી વિદ્યાર્થીઓથી ખુશ થયા અને તેમણે આજે સૌ વિદ્યાર્થીઓને, ખેડૂતોને અને ગુરુકુળ તેમજ આશ્રમવાસીઓને પોતાની પાસે બોલાવ્યા. સૌને કહ્યું, 'આપણે મજૂરી કરીએ, શ્રમ કરીએ અને આ વાડીનો બાંધો બાંધવાનો છે તે બાંધીએ. શ્રમની પ્રતિષ્ઠા વધારીશું તેટલું સારું છે. સૌ સહમત થયા.

રવિવારે આખો દિવસ સૌએ મહેનત કરી. મહારાજશ્રી જાતે પણ તગારી લઇ કામમાં મશગૂલ બન્યા હતા. મહારાજશ્રી કામ કરતા હતા એ જોઇ સૌનો ઉત્સાહ અનેકગણો વધી ગયો અને મધ્યબિંદુસમા મહારાજશ્રીની આસપાસ સૌ અથાગ મહેનત કરી બાંધો બાંધવા લાગ્યા. વિદ્યાર્થી-

એએ તો પછી કામ કરતે કરતે સમુહગાન ઉપાડયું: 'માલમ ! કામ કરે સો પામે.'

સમૂહ શક્તિ કામે લાગી. બાંધો બંધાઇ ગયો. મહારાજશ્રી ખુશ થતા થતા માનવશક્તિમાંથી ઊભા થયેલા એક નાનકડા સ્વયંસર્જનને હસું હસું થઇ જોવા લાગ્યા.

અને ગુરુકુળની ભાવના પાછળ એમનો આદર્શ કેટલો ભવ્ય હતો ? મહારાજશ્રી કહેતા કે, 'ભારતવર્ષની પુરાતન સંસ્કૃતિનો વિકાસ તપોવનો અને ઋષિ–આશ્રમોમાં થયો હતો. ઋષિ–મહાત્માઓ તથા સંત પુરુષોએ નદીઓના સંગમથી અને કોઇક કંદરાઓમાંથી વિશ્વરૂપ પરમાત્મ–શકિતનું દર્શન કર્યું હતું. વિશુધ્ધ સનાતન સંસ્કૃતિનું પ્રથમ સંગીત તેમની નાની નાની કુટિરોમાંથી જ ગવાયું હતું. સરળ પણ ઉચ્ચ જીવન જીવીને તેઓએ તત્ત્વજ્ઞાનના મહાન પ્રશ્નો પર વિચાર કર્યો હતો. તેમની દૃષ્ટિમાં પ્રેમ, પ્રેમ, વિશ્વપ્રેમ સિવાય કાંઇ જ ન હતું. એટલા માટે જ એમની દૃષ્ટિમાં બધા જીવો પરમાત્મારૂપ હતા. આજે પણ પુરાતન ઋષિઓની તપશ્ચર્યાને લીધે ભારતવર્ષનું મસ્તક સંસારમાં ઊંચું છે. ભારતવર્ષના ગુરુગૃહો એક સમય તપોવનોમાં હતાં. ત્યાં નિરંતર હોમ ધૂપથી દિશાઓ પવિત્ર રહેતી. બ્રહ્મચારીઓના વેદધ્વનિથી વનપ્રદેશો ગૂંજી રહેતા; અને અનેકવાર આપણુને રામ, લક્ષ્મણ, કૃષ્ણ, સુદામાના પવિત્ર પ્રેમની ઝાંખી ત્યાં મળતી હતી.'

અને મહારાજશ્રીને ભારત દેશ પ્રત્યે કેટલો અપાર-

પ્રેમ હતો? તેમણે એકવાર કહેલું કે, 'ભારતવર્ષનું મન ચિરઃકાલ સુધી વિશ્વ પ્રકૃતિઓની સાથે ઘનિષ્ટ સંબંધ હોવાને લીધે ઘડાએલું છે. એટલે જગતની જડ ચેતન સૃષ્ટિ સાથે પોતાને એકાત્મ ભાવથી વ્યાપ્ત કરી દેવું એ ભારતવર્ષને માટે સ્વભાવ સિદ્ધ છે. અગ્નિ, વાયુ, જલ, અને સ્થલરૂપ વિશ્વને વિશ્વાત્માદ્વારા સહજ પરિપૂર્ણ કરીને જોવું એજ સાચું શિક્ષણ છે. આ શિક્ષણ શહેરોની સ્કૂલોમાં કેવી રીતે આપી શકાય? કેમકે ત્યાં વિદ્યા શીખવવાના કારખાનામાં આપણે જગતને એક પ્રકારનું યંત્ર સમજતાં શીખી શકીએ છીએ. એટલા માટે જ વન તથા પર્વતોની સમીપ શિક્ષણ સંસ્થાઓ હોવી જોઇએ જ્યાં આદર્શોનો અને બાલમાનસનો વિકાસ ભલી પ્રકારે થઇ શકે. ગુરુકુળ એટલા માટે જ પોતાનાં બ્રહ્મચારીઓને પ્રકૃતિ માતાની ગોદમાં રાખીને સ્વાધીનતા તથા નિર્ભયતાનો પાઠ શીખવે છે. બ્રહ્મચારીઓ નિર્ભયતાથી પોતાનું જીવન વ્યતીત કરે છે, અને વિશુદ્ધ પ્રકૃતિમાં રહીને તેઓ ઠંડી, ગરમી, વર્ષા, પવન અને તડકો સહન કરવાની શક્તિ પ્રાપ્ત કરે છે. સાત્વિક અને પવિત્ર જીવન ગાળીને અને શક્તિની ઉપાસના કરવી એ તેમનો મુખ્ય ઉદ્દેશ છે બ્રહ્મચર્યના તેજથી તેજસ્વી થઇને મૃત્યુને પાછું ઠેલવું એ એમનુ ધ્યેય છે.

મહારાજશ્રીએ ગુરુકુળોના આદર્શ વિષે ઉલ્લેખ કરતાં એકથી વિશેષ વખત કહ્યું હતું કે, ગુરુકુળોમાં ધાર્મિકતા,

રાષ્ટ્રીયતા અને સંસ્કૃતિનો ત્રિવેણી સંગમ સતત વહ્યા કરતો હોવો જોઇએ. અને એમણે આચારમાં પણ એ સિદ્ધ કરી બતાવ્યું હતું. જો તેમ ન હોત તો સનાતનધર્મનો હવન, હરિજનોનો આશ્રમ અને ખાદી-ઉત્પત્તિ એકજ સ્થળે ગુરુકુળમાં ત્રિવેણી સંગમ રૂપે વહ્યાં ન હોત.

સમય કોઇને માટે થોભતો નથી. ફરી ઠીક એવો સમય નીકળી ગયો. ઇશ્વરરામજી ગુરુકુળની જવાબદારી મહારાજશ્રીએ હવે છોડી દીધી હતી. ગુરુકુળની બધી મિલકત મહારાજશ્રીએ હિંદ સરકારને સોંપી દીધી અને સરકારે ગુરુકુળ ચલાવવાની તમામ જવાબદારી લઇ લીધી. આમ મહારાજશ્રી એ પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થતાં તેમનું મન ફરી મનન અને ચિંતન તરફ દોડયું. અંતરયામીની ખોજ, આત્માની ઓળખ અને પ્રભુદર્શન—આ એમના ચિંતનનાં મુખ્ય તત્ત્વો હતાં. તેમને થયું કે હવે આ ભૂમિ છોડી પતીતપાવની ગંગામૈયાને કિનારે જગ્યા શોધી લઉં અને ત્યાં આસન જમાવી અધૂરું ચિંતન પૂરું કરું. હવે તો સંજોગો પણ સાનુકૂળ હતા એટલે આખરે મહારાજશ્રીએ હિમાલયથી ઠેઠ હરદ્વાર સુધી વિસ્તરી આવેલી ગિરિકંદરાની ઓથમાં ગંગામૈયાને તીરે જઇ વસવાનો નિર્ણય કરી લીધો. મહારાજશ્રીએ હરદ્વાર જતાં પહેલાં કહ્યું હતું કે, 'મેં હરદ્વારમાં જઇ ગંગાજીને કિનારે વસવાનો નિર્ણય કરી લીધો છે. અને આમ ત્યાં જઇ કુટિર બાંધી મારામાં મોક્ષ સાધનામાં જે પણ કંઇ ત્રુટિઓ રહી છે તેની નિવૃત્તિ કરવી છે.'

મહારાજશ્રીનો નિર્ણય એટલે પછી એનો અમલ એ કરવાના જ. માર્ગમાં ગમે તેટલી મુશ્કેલીઓ આવે તો પણ તેનું નિવારણ કરી, લીધેલા નિર્ણયને એ અમલી બનાવવાના જ. એમના દૃઢ મનોબળનું આ પરિણામ હતું. અને મહારાજશ્રી હરદ્વાર પહોંચ્યા.

હરદ્વાર પહોંચ્યા પછી મહારાજશ્રીએ પોતાની પર્ણકુટી બાંધવા માટેનું એકાંત સ્થળ શોધવા માંડયું.

મહારાજશ્રી ઋષિકેશ અને લક્ષ્મણઝૂલા પહોંચ્યા. મહારાજશ્રી પોતાના એક ભક્તને કહેતા હતા કે, જ્યારે હું લક્ષ્મણઝૂલા પહોંચ્યો અને પર્વતોમાંથી દર્શન આપતી ગંગામૈયાને મેં જોઇ ત્યારે મારૂં મસ્તક નમી ગયું. મૂક બની કલાકો સુધી મહારાજશ્રીએ એ દર્શન જોયું. સામે વૃક્ષોના ઝૂંડ, વચ્ચે સ્વર્ગ આશ્રમ, પ્રાચીન મંદિરોના ઊંચા ઊંચાં શિખરો અને ગંગામૈયાના વહેતાં નિર્મળા નીર, એ દૃશ્ય જ અદ્‌ભુત હતું. ભારતની પ્રાચીન સંસ્કૃતિ જાણે અહીં સદેહે અવતરી ન હોય એવું એ દૃશ્ય હતું. હિમાલયની ગોદમાંથી વહેતી વહેતી ગંગા નદીને કિનારે જ પ્રાચીન ઋષિઓએ પર્ણકુટિઓ બાંધી હતી અને માત્ર ભારતને નહિ પરંતુ સમગ્ર વિશ્વને અજોડ એવી વેદની ઋચાઓ આપી હતી.

આ એજ ગંગામૈયા હતી કે જેને કિનારે ભારતના ઋષિમુનિઓએ અધ્યયન કરી ભારતનો સર્વશ્રેષ્ઠ એવો આધ્યાત્મવાદ વિશ્વને આપ્યો હતો. હજારો વર્ષ પહેલાં

આજે પણ જગતનું જ્યાં મસ્તક નમી પડે છે એવી શ્રેષ્ઠ સંસ્કૃતિ અને ફિલસૂફી આપનારા ઋષિમુનિઓ ત્યારે કેવા હશે! એમની પ્રતિજ્ઞા કેવી હશે, એમના જીવન કેવાં હશે! આવા આવા વિચાર માનવીને આજે સહેજે આવે. કારણ કે જીવન, સમાજ અને સર્જનને એકમેક સાથે સંબંધ છે. સમાજ એ જીવનનું પ્રતિબિંબ છે તો જીવન એ સંસ્કૃતિનું પ્રતિબિંબ છે.

અને આવા વિચારો આવે છે ત્યારે એ સહજ સમજાય છે કે ગંગામૈયાને કાંઠે આસન જમાવી વિશ્વને ઉપકારક એવું સાહિત્ય આપનાર એ ઋષિમુનિયોનું જીવન કેટલું બધું સ્વસ્થ હશે? એકાગ્ર હશે? અને આજે વિનોબાજી એ જ સ્વસ્થતા માનવજીવનમાં પાછી લાવવા માગે છે ને!

મહારાજશ્રીને એ સ્વર્ગ આશ્રમ અને એ લક્ષ્મણ ઝૂલાવાળો વિસ્તાર એટલો બધો ગમી ગયો કે તેમણે અહીં જ આ વિસ્તારમાં પોતાની પર્ણકુટી માટેની જગા મેળવવાનો વિચાર કર્યો. આ વિચાર પછી તેઓ આ વિસ્તારને ખૂબ ખૂબ ખૂંદી વળ્યા. અનેક સાધુઓને મળ્યા, સંતોને મળ્યા, સ્વર્ગ આશ્રમના સંચાલકોને મળ્યા. તેમણે રાત દિવસ એક સરખી મહેનત કરી. રહેતા હરદ્વાર અને છતાં દરરોજ આ વિસ્તારમાં આવતા અને રાત દિવસ જગા માટેની સતત શોધ કરતા.

સ્વર્ગ આશ્રમના સંચાલકે મહારાજશ્રી આ

વિસ્તારમાં વસવા ખૂબ આતુર છે એ જ્યારે જોયું ત્યાર પછી એમણે મહારાજશ્રીને કહ્યું કે, 'મહારાજશ્રી! બદ્રીનાથ કેદારનાથને રસ્તે અહીંથી દશ માઇલ દૂર એક પર્ણકુટી છે, તેમાં એક તપસ્વી છે. અહીંથી પણ વિશેષ એકાંત મળે તે માટે એણે ત્યાં જમીન મેળવી પર્ણકુટી બાંધી છે, એટલે અહીંની એની પર્ણકુટી હમણાં ખાલી છે. તો તમે જો ત્યાં જઇ એમની સંમતિ મેળવી લો તો હમણાં તમને અહીંની એમની પર્ણકુટી કામ લાગે.'

મહારાજશ્રીને આ વાત જાણી એટલો બધો આનંદ થયો કે ન પૂછો વાત. એ પર્ણકુટી આવતાં જતાં વીશ માઇલ થાય. મહારાજશ્રીએ એનો કશો જ વિચાર ન કર્યો અને હાથમાં દંડ લઇ ચાલવા માંડ્યું.

માર્ગમાં મહારાજશ્રીએ નૈસર્ગિક સૌંદર્યની પરાકાષ્ઠા જોઇ. લીલીછમ વનશ્રી, વહેતાં નિર્મળા ઝરણાં, પ્રસન્ન હવા અને ઘટાદાર વૃક્ષો, પંખીઓનો કિલ્લોલ અને દૂર દૂર ક્ષિતિજને આંબતી વિસ્તરેલી ગિરીકંદરાઓ. આમ અપાર એવું કુદરતી સૌંદર્ય જોતા જોતા મહારાજશ્રી પંથ કાપતા કાપતા આગળ વધવા લાગ્યા.

આખરે મહારાજશ્રીએ દશ માઇલ કાપ્યા અને તેમને માત્ર પચાશેક ફૂટ ઉંચે એવી નાની ટેકરી પર એક પર્ણકુટી દેખાઇ.

મહારાજશ્રી ધીમે ધીમે એ પર્ણકુટી પાસે પહોંચ્યા. મધ્યાન્હ તો થઇ ગયો હતો. તડકાનું જોર પણ ઠીક હતું, પણ સાથે હવા પણ પ્રસન્ન હતી એટલે તડકાનો તાપ બહુ લાગતો ન હતો; પરંતુ આમ છતાં ખૂબ ચાલ્યાનો થાક તો મહારાજશ્રીને લાગ્યો જ હતો. હળવે પગે તે પર્ણકુટીમાં દાખલ થયા. અંદર એક તપસ્વી બેઠા હતા. તેમની આંખો બંધ હતી. અવસ્થા સમાધિની હતી.

મહારાજશ્રી શાંતિથી પર્ણકુટીમાં એક બાજુ જઇને બેઠા. પેલા તપસ્વી તો ધ્યાનસ્થ અવસ્થામાં હતા. અંદર કોઇ ન હતું. અર્ધોએક કલાક એમજ ગયો હશે. મહારાજશ્રીને થયું કે, આને ધ્યાનભગ્ન કેમ કરૂં ?

મહારાજશ્રીએ બીજો પણ અર્ધો કલાક કાઢયો. તપસ્વી હજુ એજ અવસ્થામાં હતા. મહારાજશ્રી મુંઝાયા. તેમને થયું કે હવે શું કરવું ? કારણ કે એમને તો પાછા દશ માઇલ ચાલી પાછા ફરવું હતું. આખરે મુંઝવણ ટળી.

એક યુવાન જેવો લાગતો બીજો તપસ્વી થોડીવારમાં પર્ણકુટીમાં દાખલ થયો. એના હાથમાં એક સ્વચ્છ પાત્ર હતું. અંદર તાજાં ફળો હતાં.

મહારાજશ્રીને આ નિર્જન જંગલમાં આ પર્ણકુટીમાં જોતાં તપસ્વી પહેલાં તો થમકયો, પરંતુ એમની તપસ્વી જેવી પ્રતિભા જોતાં તુરતજ સ્વસ્થ બન્યો અને મહારાજશ્રીને તેણે વંદન કર્યાં.

બરાબર આજ સમયે પેલા તપસ્વીએ આંખો ખોલી. મહારાજશ્રી જોયું તો આંખોમાં તપનું ભારે તેજ ભર્યું પડ્યું હતું. મહારાજશ્રીએ એમને નમસ્કાર કર્યા. તપસ્વીએ પણ સામેથી મસ્તક નમાવ્યું.

મહારાજશ્રીએ જ્યારે સ્વર્ગ આશ્રમ નજીકની તેમની પર્ણકુટી પોતાને આપવાની વાત કરી ત્યારે એ તપસ્વીએ મહારાજશ્રીને ભારે પ્રેમભર્યા અવાજે કહ્યું:

'આત્મન્, અગર આપ જો દો દિન પહેલેસે આયે હોતે તો ઠીક હોતા થા. દો દિન પહેલે વો પર્ણકુટી મૈંને દુસરે એક તપસ્વીકો દે દીઆ.'

મહારાજશ્રીએ ફરી નમસ્કાર કર્યા અને કહ્યું: 'કંઇ હરકત નહિ. હું વળી બીજો પ્રયત્ન કરીશ.'

આમ કહી પાંચેક મિનિટ બેસી મહારાજશ્રી જવા તૈયાર થયા. તપસ્વીએ મહારાજશ્રીને બેસાડ્યા અને 'ભોજન વિના નહિ જવા દઉં' એમ કહી મહારાજશ્રીને બેચાર તાજા મિષ્ટ એવાં ફળો આપ્યાં. ફળો ખાઇ મહારાજશ્રી પાછા ફર્યા. તપસ્વીએ ફરી આંખો મીંચી દીધી અને પાછા ધ્યાનસ્થ અવસ્થામાં પડયા.

માર્ગમાં મહારાજશ્રીને વિચારો આવવા લાગ્યા કે કામ તો ભલે ન થયું. પણ એક તેજસ્વી તપસ્વીનાં દર્શન તો થયાં. મહારાજશ્રીએ સાંભળ્યું તો હતું કે આ સ્વર્ગ આશ્રમ અને લક્ષ્મણ ઝુલા વિસ્તારમાં અનેક તપસ્વીઓ

છે જે કયારેય પણ બહાર નીકળતા નથી અને કોઇને દર્શન દેતા નથી, પરંતુ કેવળ સમાધિસ્થ અવસ્થા ગાળે છે અને ઊંડું ચિંતન કરી રહ્યા હોય છે. પરંતુ મહારાજશ્રીને એવા એક તપસ્વી આજે આમ જોવા મળ્યા અને એનો એમને કંઇ ઓછો આનંદ ન હતો.

હરદ્વારમાં પહેલાં તો તેમણે ગંગાજીને તીરે આવેલા રમા ભવનમા નિવાસ કર્યો પરંતુ અહીં યાત્રીઓની અવરજવર ખૂબ રહેતી હોવાથી મહારાજશ્રીને તેમની ઇચ્છાનુસારનું એકાત મળતું ન હતું; એટલે આખરે તેમણે ગંગાજીને કાંઠે આવેલા સપ્ત સરોવરની ભૂમિ પર કુટિર બાંધી ત્યાં રહેવાનો નિર્ણય કર્યો. નેપાલવાસી સ્વામી નિગાહીનાથની એ જમીન હતી. મહારાજશ્રીએ પોતાને જોઇતી જમીન એમની પાસેથી ખરીદી લીધી અને ત્યાં ચાર પર્ણકુટિઓ બાંધી. તેમાંની એક પર્ણકુટિમાં રહી પોતાનો યોગાભ્યાસ શરૂ કર્યો.

અનેક પ્રયત્નો છતાં મહારાજશ્રીને સ્વર્ગ આશ્રમના વિસ્તારમાં તો કયાંય જગા ન મળી. આખરે મહારાજશ્રીને ખબર મળ્યા કે સપ્ત સરોવર વિસ્તારમાં જગા મળી શકે તેમ છે.

મહારાજશ્રી પછી હરદ્વારથી ચાલીને સપ્ત સરોવર વિસ્તારમાં ઘૂમ્યા-ખૂબ ઘૂમ્યા અને આખરે એક જગા પસંદ કરી. એ જગા પસંદ કર્યા પછી એ જગાના માલિકને મળ્યા. જગા મેળવવામાં ઘણી મુશ્કેલી હતી પરંતુ એમણે

પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રી લાલરામજી



પ્રાકટ્ય સવત ૧૯૧૩ વૈશાખ સુદ ૭.
સ્વરૂપાવસ્થાત–સવત ૧૮૭૧ મહા વદ ૨.

સતત પ્રયાસ અને ધીરજથી એ મુશ્કેલીઓ નિવારી. જગા મેળવી ત્યાં પર્ણકુટી બાંધી અને એ એકાંત સ્થળમાં મહારાજશ્રીએ અધ્યયન શરૂ કર્યું.

મહારાજશ્રીની આ પર્ણકુટિની બાજુમાંથી જ પતિત-પાવન ગંગામૈયા વહી રહી હતી. મહારાજશ્રી પ્રાતઃકાળે ઉઠી ગંગામૈયામાં સ્નાન કરી અધ્યયનમાં લાગી જતા તે ઠેઠ મધ્યાહ્ન સુધી અધ્યયન કરતા.

કચ્છમાં ઇશ્વર રામજી આશ્રમની ટેકરી પરની નેમની પર્ણકુટીમાં તેમણે જે કંઇ મેળવ્યું હતું તેનાથી વિશેષ અને અંતિમ કક્ષાનું જ્ઞાન મેળવવા મહારાજશ્રીએ અહીં અધ્યયન આદર્યું,—ના, તપ આદર્યું અને જીવનનો શેષકાળ આમ આપણા પૂર્વજ ઋષિ મુનિઓની જેમ ગંગા નદીને તીરે વીતાવ્યો. સંત ઓધવદાસ, રાષ્ટ્રપ્રેમી ઓધવદાસ, કેળવણી પ્રેમી ઓધવદાસ હવે તપસ્વી ઓધવદાસ બન્યા. આવું સર્વાંગી જીવન જીવનાર સંતો કચ્છમાં ઘણા ઓછા હશે અથવા તો વીરલજ હશે.



## કર્મયોગી

### ( ૬ )

મહારાજશ્રીએ એક જગાએ લખ્યુ છે કે, "હું ગંગાજીને તીરે સપ્ત સરોવરમા આવેલી મારી પર્ણકુટિમા યોગનું અધ્યયન કરી રહ્યો હતો ત્યાં કોઇક પૂર્વના પાપથી નેત્રમા મોતિયો આવ્યો, જેથી લખવા-વાંચવાનું મારૂં બંધ થઇ ગયું. પરંતુ એ પણ મારા ઉપર પ્યારા પ્રભુએ કૃપા કરી, કારણ કે યોગાભ્યાસમા નેત્રવિકાર બળવાન છે, તે પણ નિવૃત્ત થયો, જેથી યોગાભ્યાસનું જે કામ અધુરું હતું તે પૂર્ણ થઇ ગયું. ગુરુપદના લક્ષણો મારા મનથી કાંઇક પૂર્ણ થયા. બાકી શાસ્ત્ર વચનાનુસાર ઘણી ખામી છે તે પ્રભુ બાકી આયુષ્યમા જરુર પૂર્ણ કરશે"

મહારાજશ્રીએ હરદ્વારમા આમ સારો સમય ગાળ્યા પછી તેમને વિચાર આવ્યો કે હું અહીં બેઠો મારા આત્માનું તો ભલું કરી રહ્યો છુ પણ કચ્છમાં પણ એવા ઘણા આત્માઓ હશે કે જેઓ શેષ જીવન ઇશ્વર ભજન, મનન અને ચિંતનમા ગાળવાની ઇચ્છા કરતા હશે. કચ્છના આવા ભકતો માટે હરદ્વારને કિનારે એક આશ્રમ ઉભું થાય તો સંસારથી મુકત એવા કચ્છના ઘણા આત્માઓ અહીં વસે અને પ્રભુભજન કરી શકે. અને મહારાજશ્રીએ એ વિચારને આકાર પણ આપ્યો મહારાજશ્રીના પ્રશંસકો

પાસેથી તેમને જોઈતા હતા તે પૈસા મળતા રહ્યા અને ગંગાજીને તીરે, સપ્ત સરોવરમાં મહારાજશ્રીએ પોતાના ગુરુ લાલરામજીના નામ પરથી 'કચ્છી લાલરામેશ્વરાશ્રમ' એવું નામ રાખી ત્યાં આશ્રમ સ્થાપ્યું. આમ નિજના–આત્માના ઉત્કર્ષ માટે હરદ્વાર આવી ગંગાજીના તીરે વસેલા મહારાજશ્રીએ એ કાર્ય સાથે સાથે સંસારથી મુક્ત એવા કચ્છીઓ માટે હરદ્વારમાં પણ એક સારૂં એવું કાર્ય કર્યું.

મહારાજશ્રીએ હરદ્વારના આ આશ્રમમાં દાખલ થવા જે નિયમો ઘડયા હતા એ બતાવે છે કે, મહારાજશ્રીને શ્રમ તથા જાતમહેનત પ્રત્યે કેટલો આદર હતો, ગરીબો પ્રત્યે કેટલી મમતા હતી અને દુર્ગુણો પ્રત્યે કેટલો અનાદર હતો. નિયમોમાં એમણે જણાવ્યું હતું કે, શક્તિમાનને કેવળ રહેવા માટે મકાન મળશે, બાકી ખર્ચ તેના પર રહેશે. અહીં કોઇ પણ વ્યસન જોઇશે નહિ અને જે તદ્દન વ્યસન વિનાનો હશે તેને રહેવા મળશે. અહીં આશ્રમમાં રહેનારને શક્તિ અનુસાર બે કલાક શારીરિક શ્રમ કરવો પડશે. પોતાની ક્રિયા પોતાના હાથે કરવી પડશે. અહીં નોકરચાકર નહિ રહી શકે. જે તદ્દન નિરાધાર હશે તેને અન્નક્ષેત્રમાંથી અન્ન મળી રહેશે. ઇર્ષા, દ્વેષભાવ, દંભ, કપટ, માન વગેરે કરનારને અહીં સ્થાન નહીં મળે. મહારાજશ્રીએ આ આશ્રમરચનામાં પણ રેંટિયાને વિસાર્યો ન હતો. તેમણે એ પણ નિયમ કર્યો હતો કે, આશ્રમમાં રહેનાર વ્યક્તિઓને સવાર–સાંજ રેંટિયો કાંતવાનો રહેશે, તેમજ શક્તિ અનુસાર બાગાયત અને ખેતીકામ એક કલાક

કરવાનું રહેશે. મહારાજશ્રીએ, હરદ્વારના પોતાના આશ્રમ માટે રૂપિયા એક લાખનું દાન કરવાનું એક વ્યકિત વિચારી રહી છે ને હાલ પોતાનું નામ પ્રસિદ્ધ કરવા માગતી નથી એવો ઉલ્લેખ પણ એક જગાએ કર્યો છે.

આમ હરદ્વારમાં નિવૃત્તિ વચ્ચે પણ મહારાજશ્રીએ પ્રવૃત્તિ ઉભી કરી હતી. એમનો સ્વભાવ જ ગતિશીલ હતો. એક યા બીજા પ્રકારે કર્મ એમની સાથે સતત રહેતું જ હતું. મહારાજશ્રીના જીવનનાં જુદાં જુદાં પાસાનું દર્શન કરીએ તો જણાશે કે મહારાજશ્રીને કાર્યમાં જેટલો સતત ઉત્સાહ રહેતો હતો તેટલો જ સારગ્રાહી એમનો સ્વભાવ હતો. આ સંબંધમાં એમના સાનિધ્યમાં આવેલા શ્રી ભીમજી રતનશી રૂપારેલ એક સરસ દાખલો આપે છે. તેઓ લખે છેઃ

'પૂ. મહારાજશ્રીનો પ્રથમ પરિચય થયો એ દિવસ મને બરોબર યાદ છે. સંવત ૧૯૯૦ની એ સાલ હતી, અને ૧૯૩૪ એ સન હતી. એપ્રિલ માસની દશમી એ તારીખ હતી. શ્રી કૃષ્ણદાસ પંજુઆણી અને સ્વ. વિસનજી મદીઆરના આગ્રહથી હું એમની સાથે ભોજાય ઉત્સવમાં ગયો. એ ઉત્સવ સમારંભમાં હમલામંજલના મહંત શ્રી મંગલરામજી, વાંઢાયના મહંત પૂ. ઉદ્ધવરામજી અને હુંગરીઆ વગેરેના મહંતોએ હાજરી આપી હતી. શ્રી પંજુઆણી સાથે તેમના ઉતારે અમે ગયા અને તેમની સાથે પરિચય કર્યો. એ વાત

ખરી છે કે, કચ્છનાં ગામડાંઓમાં વસતિ પ્રજામાં સાધુ-સંતો મહંતોએ પણ ભક્તિમાર્ગે રસવૃત્તિ વધારવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે. અને તેથી કેટલાકના જીવન ધન્ય પણ બન્યાં છે; આમ છતાં પણ સાચી ખોટી લોકવાતોનો પ્રવાહ પણ હંમેશાં વગ્રાજ કર્યો છે. કચ્છ નાગ્રેચાના સ્વ. કવિ રાઘવજીભાઇએ કચ્છી ભાષામાં ખેતાબાવની પ્રસિદ્ધ કરી તેમાં સુ-સાધુઓ અને કુ-સાધુઓ પર કાવ્યમય ભાષામાં સખત ટીપણો લખ્યાં છે, જે કાવ્યો ઘણાં કચ્છીઓને કંઠસ્થ થઇ ગયાનું આપણે જાણીએ છીએ. જેવા કે, 'ગોપીચંદ ગેરૂ ઘસે, તાણે ટકો ટપરમેં; ભભૂત ભુંસીધલ કર ખપે, બારીધલ ચુનજા!' અને 'ટકા ભલે કરે, જો કો હલે નીતિ ધરમતે, હેતે હરિ ભજે, તેંઆ પંઢઇ ગુણ ગાઇજે.' આવા કાવ્યોએ પ્રજામાં ઠીક જાગૃતિ આણી હતી. એની અસર જનસમાજ પર પણ હતી. આવા કાળમાં આવા મહંતોની સંસ્થાઓ શુદ્ધ, પવિત્ર, સંસ્કારપ્રેરિત અને એ જોવાની તાલાવેલી અમુક વર્ગમાં હતી અને તેવું વાતાવરણ ઉભું કરવાના પ્રસંગો આવા ઉત્સવ-સમારંભોથી સાધી શકાય એવી વૃત્તિથી અમે ચાર પ્રશ્નો લખીને, તે પ્રશ્નો પરત્વે ઉત્સવમાં હાજરી આપવા આવેલા સાધુ-સંતો, મહંતોના અભિપ્રાયો જાણીને, જો તેઓ સંમત થાય તો તેની જાહેરાત કરવા આ તકનો ઉપયોગ કરવો એમ અમે વિચાર્યું. અમે નક્કી કરેલા ચાર પ્રશ્નો એ હતા કે, (૧) દરેક સ્ત્રીવ્યક્તિને શિષ્ય બનાવતાં-કંઠી બાંધતાં પહેલાં તેની લાયકાત જોવી જોઇએ. સંસ્કારો તે ઝીલી શકશે કે કેમ

તે જોવું જોઇએ. ગીતાના અમુક શ્લોકો અર્થ સાથે સમજે તેટલી લાયકાત હોવી જોઇએ. (૨) કોઇ પણ સ્ત્રીવર્ગ મહંતોના ચરણસ્પર્શ ન કરે એવી સ્પષ્ટ મર્યાદા જાહેર કરવી જોઇએ (૩) આભડછેટમાં મહંતો અને સાધુઓ માનતા નથી એવી સ્પષ્ટ જાહેરાત કરવી જોઇએ (૪) કોઇ પણ સ્ત્રી, મહંતો જમ્યા પછીની જુઠનો પ્રસાદ તરીકે લેવામાં ઉપયોગ ન કરે એવી જાહેરાત પણ થવી જોઇએ.

શ્રી ભીમજી રતનશી રૂપારેલ પછી લખે છે કે, 'આ પ્રશ્નો લઇ અમે અંગત રીતે બધા મહંતોને મળ્યા અને તેમની સાથે ચર્ચા કરી અને તેમની સંમતિ લેવાનું નકકી કર્યું. પૂ. ઓધવદાસજીએ વગર આનાકાનીએ તે જ વખતે સમતિ આપી અને બીજે દિવસે સાત હજાર માણસોની જાહેરસભામાં પોતાના સ્વમુખે ચારે પ્રશ્નો અંગે સંમતિ બતાવી જનતાને તે પ્રમાણે વર્તવા જાહેર અપીલ કરી. તેમની આ જાહેરાત પછી જનતાની તેમના પ્રત્યે સંપૂર્ણ માનની લાગણી ઉત્પન્ન થઇ અને તે પછી તેમણે થોડા સમયમાં ઇશ્વરરામ આશ્રમમાં અંધ આશ્રમ, અને પોતાના પૂ. ગુરુ શ્રી ઇશ્વરરામજીના નામે સાર્વજનિક ગુરુકુળની સ્થાપના કરી.

શ્રી ભીમજીભાઇ મહારાજશ્રીના અવિરત ઉત્સાહ અને કેળવણી પ્રત્યેના પ્રેમને અંજલિ આપતાં લખે છે કે, 'ગુરુકુળને નિભાવવા મહારાજશ્રીએ આદર્શ નિયમો બનાવ્યા. અથાગ પરિશ્રમ લઇ ગામડેગામડે ફરી ત્રણથી

ચાર લાખ કોરીઓના ખર્ચે ગુરુકુળનાં મકાનો બંધાવ્યાં અને ગુરુકુળમાં એકસોથી વધારે વિદ્યાર્થીઓ અભ્યાસ કરી શકે તેટલાં સાધનો વસાવ્યાં. તેમણે એક ટ્રસ્ટ પણ બનાવ્યું. થોડા વખત પછી જોયું કે, સંસ્થા ચલાવવા જનતાના વધુ સાથની જરૂર છે એટલે ટ્રસ્ટ વિખેરીને સંરક્ષણ સમિતિની રચના કરી. મારા મિત્ર શ્રી શ્રોફની સલાહથી સંચાલન સમિતિમાં હું પણ સભ્ય તરીકે નિમાયો અને સાધુપુરૂષના સંપર્કમાં આવવાનું થયું. ગુરુકુળમાં આવવાનું થતાં પૂ મહારાજશ્રી સાથેનો પરિચય વધ્યો હતો. તેમનો નિખાલસ સ્વભાવ, ધર્મ, નીતિ અને દેશ માટે આ દેહે કંઇ કરી છૂટવાની તેમની ધગશ ખૂબ હતી. માનવતાભરી પ્રબળ લાગણી, સર્વ પ્રત્યે સમભાવ એ સાચાં લક્ષણોને કારણે તેમજ ત્યાગ અને આદર્શને કારણે તેઓ જનતામાં પ્રિય બની શકયા. તેમણે આમ છતાં કયારે પણ પોતાની મહાનતા બતાવવા પ્રયાસ કર્યો ન હતો.

તેમના અંગત પરિચયમાં સવિશેષ આવેલા શ્રી ભીમજીભાઇ તેમની સાદાઇને અંજલિ આપતાં વધુમાં જણાવે છે કે, 'પૂ મહારાજશ્રી પોતાની અલ્પ ક્ષતિઓને હંમેશાં મહાન ગણતા. પવિત્ર, સાદાઇભર્યું જીવન જીવતા અને ભક્તિભાવમાં બધાને તરબોળ કરી દેતા હતા... કચ્છમાં ખાનાપંથી કણબી જ્ઞાતિ જે અર્ધી હિંદુ અને અર્ધી મુસ્લીમ જેવી થઇ ગઇ હતી તેને હિન્દુ સંસ્કારોની પ્રેરણા પાઇ જાગૃત કરવા પ્રબળ પુરુષાર્થ તેમણે કર્યો

હતો અને હજારો ભાઇઓને સનાતન ધર્મની દિક્ષા આપી શુદ્ધ કર્યા હતા. તેમણે ગીતાજીના 'કર્મણ્યેવાધિકારસ્તે, માફલેસુ કદાચન'ના સુત્રને સુસંગત રહી જીવનમાં ઉતાર્યું હતું અને નિઃસ્વાર્થપણે જનતાના કલ્યાણ અર્થે કાર્ય કરવાના ધર્મને જીવનમા ઉતાર્યો હતો અને સાચી સાધુ સંસ્થાઓના માર્ગદર્શક બન્યા હતા શુરુકુળ સંચાલન અગે અવારનવાર મળતી સભાઓમા તેમનો ઉદારભાવ અને સમાધાનપ્રિય વલણ ઘણીવાર જોવામાં આવતા હતા બાળકો પ્રત્યે તેમને અસીમ પ્રેમ હતો. બાળકોમા સુસંસ્કાર રેડી, તેમને સાચા નાગરિક બનાવી તેઓ ભારતની સેવા કરે એ જોવાની તેમની તીવ્ર મહેચ્છા હતી આમ તો તેઓ ધાર્મિક સંસ્થાના વડા હતા પરંતુ તે વખતના રાજકીય આદોલનો પ્રત્યે તેમને ભાવ હતો તેમણે ખાદી ધારણ કરી હતી અને ચૂસ્તપણે જીવન પર્યંત તેને વળગી રહ્યા હતા આભડછેટમાં તેઓ માનતા નહિ અને હરિજનોને મહાન હિંદુ જાતિના અવિભાજ્ય અંગ ગણતા મહાત્મા ગાધીજી પ્રત્યે તેમને ખૂબ માન હતું અને પ્રેમ હતો તેઓ હોંસભેર કાંતણ, વણાટ વગેરે કાર્યો સંસ્થામા ચલાવતા. તેમના શુદ્ધ ચારિત્ર્યબળની જનતા પર સારી અસર હતી.

પૂ મહારાજશ્રીના પ્રભાવ અંગે શ્રી ભીમજી રતનશી રૂપારેલ ઉલ્લેખ કરતાં જણાવે છે કે, બીજા વિશ્વયુદ્ધ વખતે મોંઘવારી વધી ગયેલી હોઇ સંસ્થા ચલાવવા માટે આર્થિક મુશ્કેલી ટાળવા તેઓ મુંબઇ આવ્યા અને થોડા

દિવસની મહેનતમાં જ તેમણે રૂપીઆ ૧૬૫૦૦૦) જેટલું ફંડ એકઠું કર્યું. એકાદ અપવાદ સિવાય ફંડ અંગે તેમની સમક્ષ કોઇએ આનાકાની કરી નહોતી. કયાંથી પણ તેમનો હાથ પાછો ઠેલાયો ન હતો. પાછળથી સંસ્થાની જવાબદારીથી મુક્ત થઇ તેઓ હરદ્વાર ગયા, પણ જેનું ધ્યેય કર્મ હતું તે તેઓ કેમ છોડી શકે? ત્યાં પણ તેમણે પોતાના ગુરુના નામે 'કચ્છી લાલરામેશ્વરાશ્રમ' શરૂ કર્યું. તે સંસ્થા પોતાના ભકતોના હાથમાં છોડી નાદુરસ્ત તબિયતને કારણે તેઓ ફરી કચ્છ આવ્યા અને કચ્છમાં જ પોતાનો નશ્વર દેહ છોડયો. તેમના કાર્યો તેમને અમર બનાવી ગયા છે.'

કચ્છના એક વખતના લોકપ્રિય કલેકટર અને હાલ ડાયરેકટર ઓફ એમ્પ્લોયમેન્ટ, મુંબઇ રાજ્ય, શ્રી તુલસીદાસ મુલજી શેઠ, એમ.,એ.એલ.એલ.બી., બેરીસ્ટર-એટ-લૅા; આઇ. એ.એસ. મહારાજશ્રીની સેવાઓને ભવ્ય અંજલિ આપતાં લખે છે કે, મહારાજશ્રી કચ્છની પ્રજાનાં કુલગુરુ હતા–આજે કચ્છમાં એમનું સ્થાન ખાલી છે.

જનની જણે તો ભકત જણ કાં દાતા કાં શૂર
નહિંતર રહેજે વાંઝણી રખે ગુમાવે નૂર.

આ લોકોકિત સ્વ. ઉદ્ધવદાસજી મહારાજ વિષે અનેક અર્થમાં સાચી પડતી હતી. તેઓ ભકતજન તો હતા જ, પણ તેઓ દાતા હતા અને શૂર પણ હતા. એમની જનનીએ સામાન્ય જનની પેઠે એક ગુણ ધરાવતા પુત્રને જન્મ નહોતો આપ્યો પણ ત્રણ-ત્રણ ગુણ ધરાવતા પુત્રને જન્મ આપ્યો હતો.

'ઇસર જેહા દાસ ઇશ્વરજા' એવા મહાત્મા ઇશ્વરદાસજીના ગુરુસંપ્રદાય પૈકીના તેઓ હતા. ઇશ્વરદાસજી મહાત્મા સામાન્ય જનતામાં કેટલા પૂજનીય અને આદરણીય હતા તે તો ઉકત કવિ-ઉકિતથી જ જણાઇ આવે છે. કવિએ તેમને 'ઇશ્વર' જેવા કહ્યા છે. પશ્ચિમ કચ્છની જનતા ઉપર તેમનો સારો પ્રભાવ હતો. વાંઢાયનો દ્વારો એ સામાન્ય જનસમુદાય વાસ્તે તીર્થસ્થળ હતું. આવા દ્વારાના આદરકા જ્યારે કાળની ગતિને પામે છે ત્યાર અનુયાયી વૃન્દ સ્હેજે ભીતિ અનુભવે છે અને ભવિષ્યને વાસ્તે ચિન્તિત બને છે. ઇશ્વરરામજી મહારાજના ગયા પછી તે સમયના દ્વારાના શિષ્યજનો અને ભકતો આવાજ પ્રકારની લાગણી અનુભવતા હશે.

પણ થયું શું? શ્રી ઇશ્વરરામજી મહારાજના કાલગમન બાદ વાંઢાય દ્વારાની પ્રતિષ્ઠા અને મહીમામાં વધારો થશે કે ઘટાડો? અલબત્ત, એ સમયથી આપણે દૂર છીએ એટલે તેનું ખરું મૂલ્યાંકન કરવું મુશ્કેલ છે, પણ આટલા દૂરના સમય પછી શ્રી ઉધ્ધવદાસજીએ ગુરૂનો મહિમા વધાર્યો, દ્વારાનો મહિમા વધાર્યો અને સ્વ. ઇશ્વરરામજીની ગેરહાજરી શિષ્યવૃન્દ અને અનુયાયીઓને ખાસ ન જણાવવા દીધી. મારા મત મુજબ તેમણે દ્વારાને વધ.રે પ્રતિષ્ઠા અપાવી અને ગુરૂને વધારે ખ્યાતનામ કર્યા.

પિતા કે ગુરૂના નામ અને કામને આગળ વધારે તે જ ખરો પુત્ર કે શિષ્ય છે. સંસ્કૃત કહેવત છે, 'સર્વત્ર જયમ્ ઇચ્છેત. પત્રાત શિષ્યાત્ ઇચ્છેત પરાજયમ,-બીજે બધે જય

મેળવવાની ઇચ્છા રાખવી, પણ પુત્ર અને શિષ્ય પાસેથી પરાજય મેળવવાની ઇચ્છા રાખવી. પુત્ર અને શિષ્ય, પિતા અને ગુરૂનીજ પ્રતિકૃતિ છે એટલે એમની પાસેથી જય કરતાં હાર મળે તેમાં જ પિતા કે ગુરુની શોભા છે, અને તેમના જીવનની ધન્યતા છે. શ્રી ઇશ્વરરામજી પોતાની પાછળ પોતાના જેવા અગર તો પોતાથી પણ શક્તિશાળી શિષ્ય મૂકી ગયા કે જેથી તેમનું શરૂ કરેલું કાર્ય અવિરત રીતે અને વધારે સારી રીતે ચાલ્યું. તેમનું જીવન ધન્ય થયું, તેમનું મૃત્યુ પણ ધન્ય થયું.

સ્વ. ઉદ્ધવદાસજી મહારાજ તેમના બહોળા શિષ્ય અને અનુયાયી વર્ગના શ્રધ્ધેય પુરુષ હતા. તેઓ ઇશ્વરમાં અનન્ય શ્રદ્ધા ધરાવતા અને તેમના શિષ્યો તેમનામાં તેવી જ શ્રદ્ધા દાખવતા હતા તેમના જવાથી કચ્છે એક દીર્ઘદૃષ્ટિવાળા, સમાજ હિતષી, ધર્મપ્રેમી અને ધગશવાળા ભક્તજનને ખોયા છે. અત્યારે તો તેમનું સ્થાન ખાલી દેખાય છે.

કોઇ પૂછશે કે શ્રી ઉદ્ધવદાસજી મહારાજ ભકતજન ખરા પણ તેઓને દાતા કયા હિસાબે કહો છો ? દાન આપવું એ પુણ્ય કર્મ છે અને ઉત્તમ પુરૂષો સ્વેચ્છાથી સુમાર્ગે દાન આપે છે. પણ દાતાઓનો એક વર્ગ એવો છે કે તેઓને કયા માર્ગે અને કેટલું દાન આપવું તે સંબંધી દોરવણીની જરૂર હોય છે. વળી દાતાઓ પણ દાન ત્યારે આપે છે કે જ્યારે એમને ખાત્રી થાય છે કે તેમના દાનનો સુવ્યય થશે.

શ્રી ઉધ્ધવદાસજી મહારાજ, મેં કહ્યું તેમ અનેકોના શ્રધ્ધેય પુરૂષ હતા. તેમણે પોતાની દોરવણી નીચે જુદી જુદી જાતની લોકોપયોગી પ્રવૃત્તિઓ શરૂ કરી હતી. આ પ્રવૃત્તિઓ ચલાવવા તેમને પૈસાની જરૂર પડતી હતી શ્રી ઉદ્ધવદાસજી મહારાજની નિગેહબાની નીચે પ્રવૃત્તિ ચાલે છે તે જ્ઞાન માત્રથી કેટલાય લોકો પોતાના દાનનો પ્રવાહ તે માર્ગે વાળતા હતા. અનેક લોકોને દાન આપવાના કાર્યમાં તેઓ નિમિત્તરૂપ બન્યા હતા. દાન જાતે આપવું કે બીજાઓ પાસેથી અપાવવું એ ખરી રીતે જોતાં દાનીજ કહેવાય. સ્વ. ઉધ્ધવદાસજી મહારાજ એ અર્થમાં દાતા પુરૂષ હતા.

ભકતજન અને દાતા પુરૂષ હોવા ઉપરાંત તેઓ શૂરવીર પણ હતા. શૂરવીરતા એ ફકત શારીરિક ગુણ નથી. શરીર મજબૂત હોય અગર તો બીજા કોઇ પ્રકારની શરીર સંબંધી મજબૂતાઇ બતાવે તેજ માત્ર શૂર છે એવું નથી. વળી આ જમાનામાં શારીરિક બળવાળી શૂરવીરતા ગૌણ બની છે. ખરેખર તો હિમ્મતવાન અને શૂરવીર પુરૂષ તે છે કે જેમાં પૂરતા પ્રમાણમાં નૈતિક હિમ્મત હોય. આજે ઘણે સ્થળે નૈતિક હિમ્મતનો અભાવ જોવામાં આવે છે. 'સત્યમેવ જયતે' એવો જે પ્રજાનો મુદ્રાલેખ છે તે પ્રજામાં અસત્યનો પ્રતિકાર કરવો અગર તો તેને ખુલ્લો પાડવાની હિમ્મત બહુ ઓછી જોવામાં આવે છે. ખોટું થતું હોય, અનીતિ ચાલતી હોય છતાં પણ 'પંજો કુરો' એ જેમના જીવનમાં વણાઇ ગએલ છે એવા આપણે કચ્છીઓ, સામાન્યતઃ 'મરવા દોને. એનાં કર્યાં એ ભોગવશે' એવા કેટલાક

સગવડીઆ સૂત્રોને આધીન થઇ, અનેક પ્રસંગોએ નૈતિક હિમ્મત બતાવી શકતા નથી. અસત્ય હોય, અન્યાયી હોય, અસ્થાને હોય તેનો વિરોધ ન કરવાથી આપણે અનિષ્ટને ઉત્તેજન આપીએ છીએ, અસત્યને માર્ગ કરી આપીએ છીએ, જ્યારે ન્યાયનો માર્ગ આપણે અવરોધીએ છીએ. આજે આપણે જોઇએ છીએ કે નૈતિક હિમ્મતના અભાવે અનિષ્ટ ફૂલીફાલી રહ્યું છે. મહાત્મા ઉદ્ધવદાસજીમાં એક ગુણ એ હતો કે તેમને જે સાચું લાગતું તે તેઓ સામાને કહી દેતા એટલું જ નહિ પણ સાચું હોય અને બીજાને અપ્રિય હોય તે છતાં તેઓ વસ્તુનો પ્રચાર કરતા હતા. સામાન્ય જનસમુદાયને આથી કોઇ પણ વસ્તુની પરીક્ષા કરવાનું સરળ બનતું. તેમની આ નૈતિક હિમ્મતને કારણે તેઓ લોકોને તે રીતે ઉપયોગી થતા હતા. આમ તેઓ ખરેખરા શૂરા પણ હતા.

સંસારથી વિરકત હોવા છતાં, બદલાએલા જમાનામાં લોકોપયોગી સંસ્થાઓ તેમણે ઉભી કરી. સાધુ સમાજે તેમની આ પ્રવૃત્તિ તરફ માયાળ નજર ન રાખી તો પણ પોતાને ઠીક લાગ્યું તે તેમણે કર્યા કર્યું. લોકશાહી આવતાં પ્રજાના માનસમાં ફેરફાર થયો. લોકોમાં સ્વતંત્રતાને બદલે સ્વચ્છંદતા કયાં કયાં દેખાઇ, વાણી સ્વાતંત્ર્યને બદલે વાણીવિલાસ અને કયાં કયાં વાણી વ્યભિચાર દેખાયો. આથી ખિન્ન થઇ આ મહાત્મા પુરૂષે હિમ્મતપૂર્વક આ કડવું સત્ય લોકોને સંભળાવ્યું. લોકપ્રિયતાનો લોભ તેમ કરવામાં તેમને આડે નહોતો આવતો. પ્રજાના આમવર્ગને સાચું

કહેવામાં જેમ તેઓ અચકાતા નહોતા તેમ રાજ્યના અમલદારો કે લોકનેતાઓને પણ સત્ય કહેવામાં અચકાતા નહોતા.

જૂના કાળમાં દરેક રાજાને કુલગુરૂ રહેતા. આ કુલગુરૂઓ રાજાઓને કુલાચાર ઉપરાંત રાજ્યના સંચાલનમાં યોગ્ય-અયોગ્ય વસ્તુઓ સંબંધી જ્ઞાન અને બોધ આપતા હતા, ચેતવણી આપતા હતા અને રાજ્યના સુસંચાલન સંબંધી યોગ્ય દોરવણી આપતા હતા. રાજાઓ કુલગુરૂની સૂચનાઓ આજ્ઞા સમાન માની તેમનું ચૂસ્તપણે પાલન કરતા હતા.

સદ્‌ગત ઉદ્ધવદાસજી મહારાજ તો કચ્છની પ્રજાના કુલગુરૂ હતા. તેમના જવાથી આપણે એક સાચો સંત, ભક્ત અને ગુરૂ ખોયા છે. આજે કચ્છમાં તેમનું સ્થાન ખાલી છે. તેમના જીવનના બોધપાઠો તેઓ આપણને આપતા ગયા છે. નૈતિક હિંમત અને નિષ્કામ કર્મ, એ બોધપાઠો આપણે આપણી દૃષ્ટિ સમક્ષ રાખીએ અને તેમણે જે કાર્યની જ્યોત જલાવી છે તે વધારે અને વધારે જ્વલિત કરીએ એજ એમનું સાચું સ્મારક છે, એજ એમનું ખરૂં તર્પણ છે.

મુંબઇની સીટી સીવીલ અને સેશન્સ અદાલતના ન્યાયમૂર્તિ માનનીય શ્રી ગોરધનભાઇ આણંદજી ઠક્કરને મહારાજશ્રી ઉદ્ધવદાસજીનો પરિચય થયેલો. મહારાજશ્રીથી એઓ પ્રભાવિત થયેલા મહારાજશ્રીને જોયા-જાણ્યા પછી

એમને થયું કે, 'આ તો કોઇ જુદી જ જાતના સાધુ છે.' એમણે મહારાજશ્રીને જે અંજલિ આપી છે તેમાં લખે છેઃ

'ભગવદ્ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે સંન્યાસી અને કર્મયોગીની ખાસિયતો વર્ણવી છે. સંન્યાસી કર્મ ન કરવા છતાં યે ઘણાં કર્મો કરે છે. અને એ બન્ને મુક્તિને પામે છે. બન્નેના રસ્તા ભિન્નભિન્ન હોવા છતાં તેઓ એકજ ધ્યેયને વરે છે, પરંતુ એમાંથી એક પણ માર્ગ બીજાથી ઉચ્ચ નથી. બન્ને હરેક પ્રકારે સરખા છે. કર્મયોગી કાર્ય કરતો રહેવા છતાં એની આસક્તિ પ્રભુમાં છે અને એ જે સઘળાં કાર્યો કરે છે તે પોતે નથી કરતો પણ પ્રભુ કરે છે એમ માને છે. કાર્યમાં રત રહેતો હોવા છતાં એ એનાથી અલિપ્ત રહે છે. એને કોઇ કામના, વાંચ્છના, મોહ તેમજ દ્વેષ નથી.

પૂ. ઓધવદાસજી મહારાજ સાચા અર્થમાં કર્મયોગી હતા તેઓ સદાય કાર્યરત રહેતા પરંતુ એ સઘળાં કાર્યો પ્રભુનાં છે, એમ માનતા હતા. એકાંતવાસમાં બેસી રહી પોતાના આત્માના કલ્યાણમાં જ ન માનતાં તેઓ બીજાના આત્માની ઉન્નતિ માટે સતત્ હરહંમેશ પ્રયત્નશીલ રહેતા હતા. તેઓનું તત્ત્વજ્ઞાન, આ પૃથ્વીનાં માનવો એકજ પ્રભુનાં બાળકો-સંતાન હોવાથી પોતાનાં બાંધવો છે એમ માનતા હતા, અને એ માન્યતાને અનુરૂપ તેઓનું ભલું કેમ સધાય, તેઓને ઉપયોગી કેમ થવાય તેનાજ વિચારો નિરંતર કરતા અને તેને અમલમાં મૂકતા હતા. એથી જ હું તેઓને

સાચા અર્થમાં કર્મયોગી હતા, એમ કહેવાની હિંમત કરું છું.

મારો તેમની સાથેના પરિચય ઘણો મોડો થયેલો. મારા મિત્રો શ્રી કૃષ્ણદાસ પંજુઆણી અને શ્રી ભીમજી રતનશી રૂપારેલના આગ્રહને વશ થઇ હું શ્રી ઇશ્વરરામજી ગુરુકુળની સંરક્ષણ સમિતિમાં જોડાયો હતો. ત્યારબાદ થોડા સમયમાંજ ગુરુકુળમાં સંરક્ષણ સમિતિની એક સભા યોજવામાં આવી હતી. એ પ્રસંગે શ્રી ઇશ્વરરામજી ગુરુકુળ જોવાનો તથા મહારાજશ્રી ઓધવદાસજીના સંસર્ગમાં આવવાનો અવસર સાંપડયો હતો. આથી અગાઉ મારી સાધુ-મહારાજોની કલ્પના કંઇક જુદાજ પ્રકારની હતી. એક જાગીર યા મઠના મહંતની કલ્પના તો સૌ કોઇને હશે. તેઓ મોટે ભાગે ગાદી ઉપર સ્થાન જમાવી હુકમોનું પાલન કરાવે અને પોતાની વાહવાહ બોલાવે.

પરંતુ જ્યારે મેં ઇશ્વરરામજી ગુરુકુળની મુલાકાત લીધી ત્યારે મહારાજ ઓધવદાસજીની કાર્યપદ્ધતિ તદ્દન નિરાળી નિહાળી. તેઓ પોતે જાતે કાર્ય કરતા. નાનામાં નાનુ કામ પણ તેઓ જાતે કરતા. અને એમ કરીને બીજાઓને પ્રેરણા આપતા. ઇશ્વરરામજી ગુરુકુળ માટે તેઓને અત્યંત પ્રેમ અને અનુરાગ હતો. એ સંસ્થાને આદર્શ સંસ્થા બનાવવા તેઓ પ્રયત્નશીલ રહેતા અને તેમાં પોતાનો આત્મા રેડતા. સંસ્થાના વિદ્યાર્થીઓને પોતાના બાળકો સમજી એઓને માતાના હેતની ગરજ સારતા. સંસ્થાના

ઉત્થાન અને ઉન્નતિ માટે નવનવી યોજનાઓ સંરક્ષણ સમિતિ સમક્ષ રજુ કરતા અને એનો અમલ કરવા-કરાવવા તત્પર રહેતા. તેઓએ દીનદુઃખીઓને સધીયારો આપવામાં કોઇ દિવસે પાછી પાની કરી નથી. અને એમ કરવાનું મુખ્ય કારણ એજ હતું કે તેઓ સૌને પોતાનાં બાંધવો માનતા. આપણે સૌ એક જ પ્રભુનાં સંતાનો છીએ એ ભાવનાને તેઓએ જીવનમંત્ર માન્યો હતો.

તેઓએ સામાજીક પ્રવૃત્તિઓ, રાજકારણ, ખાદી અને ગ્રામોધોગ પ્રવૃત્તિઓ, હરિજન ઉદ્ધાર, શિક્ષણક્ષેત્રે ક્રાંતિ સર્જનારી પ્રવૃત્તિઓ તથા આધ્યાત્મિક પ્રવૃત્તિઓ આદરી, અત્યારે ભગવાં વસ્ત્રો પહેરતા સાધુ--સંન્યાસીઓ માટે તેમજ સાચા સમાજસેવકો માટે ઉત્તમ માર્ગદર્શન આપ્યું છે- તેમના જીવનમાંથી આપણે સૌ પ્રેરણા લઇ, તેમણે ચીંધેલા માર્ગે જઇ, આપણા બાંધવોને મદદરૂપ થઇ, જનકલ્યાણની પ્રવૃત્તિઓના અમલ અને વિકાસ માટે કાર્યરત રહીએ તોજ શ્રી ઓધવદાસજી મહારાજને આપણે સાચી નિવાપાંજલિ અર્પી ગણાય. હું ઇચ્છું કે આપણે સૌ એમણે ઉપદેશેલા બોધપાઠને આપણા જીવનમાં ઉતારીએ અને એ અમલમાં મૂકવા નિરંતર પ્રયત્નો આદરતા રહીએ.

શ્રી અર્જુન ખીમજી ઠક્કર મહારાજશ્રીના સાન્નિધ્યમાં ઘણો વખત આવ્યા હતા. મહારાજશ્રી વિષે ઉલ્લેખ કરતાં તેઓ જણાવે છે કે, 'મહારાજશ્રી દરેક કાર્યની

શરુઆત ઇશ્વર ઉપરની અખૂટ શ્રદ્ધા સાથે કરતા અને કહેતા કે, સાચાં કાર્યો ગમે તેવા મુશ્કેલ હોય છતાં ઇશ્વરની સહાય મળતી હોવાથી પરિપૂર્ણ થયા વિના રહેતાં નથી.

શ્રી અર્જુન ઠક્કર મહારાજશ્રીના જીવનને એક કર્મયોગી જીવન કહે છે અને લખે છે કે, 'મહારાજશ્રીના જીવનમાંથી પ્રેરણા લેવા જેવું ઘણું ય છે. જીવનના અનેક ક્ષેત્રો જેમ કચ્છના જાહેરજીવન સાથે પણ તેઓ ઓતપ્રોત હતા. કેટલીક વ્યક્તિઓ પોતે જ સંસ્થારૂપ હોય છે. મહારાજશ્રીનું વ્યક્તિત્વ જ એક સંસ્થારૂપ હતું.

મહારાજશ્રી દુઃખી ભાઇઓના જીવનમાં જીવંત રસ લેતા. તેમને દિલાસો આપતા. એમના તરફથી આશ્વાસન મળતાં કેટલાય ભાઇઓ જીવનથી કંટાળી આપઘાત કરતા અટકવાના દાખલા છે. ખુદ એમના જ બે-ત્રણ ભકતોએ મારી પાસે પોતાના જીવનના એવા પ્રસંગો દિલ ખોલીને રજૂ કર્યા છે.

મહારાજશ્રીને અંજલિ આપતાં શ્રી અર્જુન ઠક્કર લખે છે કે, 'જયારે મહારાજશ્રી કચ્છ છોડીને હરદ્વાર ગયેલા ત્યારે કેટલાય વિચારક કચ્છી ભાઇઓને કચ્છમાંની એમની ગેરહાજરી સાલતી હતી. મેં એક વખત આ વાત હારાજશ્રીને કહી કે, મહારાજશ્રી, આપ હરદ્વારમાં પણ કંઇ નિવૃત્તિ લઇને બેઠા તો નથી. ત્યાં પણ આપને આશ્રમ વગેરેની પ્રવૃત્તિ તો છેજ. કચ્છની પ્રજા પર

આપનો પ્રભાવ છે કચ્છમાથી—આપની કચ્છમા ગેરહાજરી છે તેથી પ્રજાને આપનો પૂરેપૂરો લાભ મળી શકતો નથી, અને આપની સલાહથી કચ્છના ભાઇઓ વંચિત રહે છે

મહારાજશ્રી હસ્યા તેમણે કહ્યુ, 'તમે કદાચ એ નહિ જાણતા હો પરંતુ હરદ્વારમા રહીને પણ હું કચ્છનું જ એક કામ કરી રહ્યો છુ' શ્રી અર્જુન ઠક્કર ત્યારપછી એવો ઉલ્લેખ કરે છે કે, મહારાજશ્રીએ ઇશ્વરરામજી ગુરુકુળની સ્થાપના કરી નિરાધાર ગરીબ વિદ્યાર્થીઓ માટે શારીરિક, માનસિક, નૈતિક તેમજ બૌદ્ધિક કેળવણી આપવાનો તેમજ એ શાળામા શ્રમ પ્રત્યે પ્રેમ કેળવવાનો પ્રચંડ પુરુષાર્થ કરેલો એટલું જ નહિ, પરંતુ, એ સિવાય કેટલીએ સસ્થાઓને મજબૂત બનાવેલ છે

મહારાજશ્રીના પ્રવચનો અને એમની વાતો સૌને દિલમા ભારે ઉતરી જતી હતી કારણ કે એમના વર્તનમા અને વાણીમા એકતા હતી એઓ પોતાની તળપદી ભાષામા સચોટ રીતે વાતો મૂકી શકતા હતા

મહારાજશ્રીએ પોતે એક જગાએ લખ્યું છે કે, 'કેટલાક કચ્છના વતની પ્યારા ખેડૂતો તથા મજુરો તેમજ અભણ માણસો માટે મારી જાડી, સાદી છતા આખા બોલી ભાષાની જરૂર છે. હું પોતે કંઇ મહાન વિદ્વાન નથી માટે મારા આશયને વિચારશો, મારા શબ્દોની સામે જોશો નહિ' આમ આપણને એ જોવા મળે છે તે, એમના જીવનમા દભ કે ડોળ જરાયે ન હતા જે સાચું લાગે

તેજ કહેતા ને તેનો પોતાના જીવનમાં અમલ કરતા.

મહારાજશ્રી કાંતવા-વણવાનું કામ પણ ગુરુકુળમાં ચલાવતા એટલું જ નહિ પરંતુ અસ્પૃશ્યતા નિવારણના કાર્યમાં ભાગ લઇ તેમણે કચ્છના સાધુ સમાજમાં એક નવો ચીલો પાડયો હતો. હરિજન છાત્રાલયની સ્થાપના કરતાં મહારાજશ્રીએ કહેલું કે, 'હું સાચો હિંદુ છું અને હિંદુત્વ પરનો એ ડાઘ દૂર કરવા મારૂં સર્વસ્વ અર્પણ કરીશ.'

ભકતો વચ્ચે મહારાજશ્રી કેટલા પ્રિય હતા તેનો એક દાખલો આપતાં શ્રી અર્જુન ઠક્કર જણાવે છે કે, મહારાજશ્રીના એક અતિ ગરીબ ભકત મારી પાસે આવ્યા અને કહ્યું કે, 'મહારાજશ્રી માટેની સ્મારક સમિતિમાં મારે રૂપિયા અગિયારનો ફાળો આપવાનો છે.' એ ભાઇને હું ઘણા સમયથી ઓળખું છું, એમના કપડાંઓમાંથી એકાદ કપડામાં તો થીગડું હોયજ. એ ભાઇને કદાચ બે ટંક જમવાની પણ પૂરી સગવડ નહિ હોય. એ ભાઇ પાસેથી એ રૂપિયા લેવાની મારી હિંમ્મત ચાલી નહિ. મેં એમને ઘણા જ સમજાવ્યા પણ તેમણે માન્યું નહિ. એ ભાઇ થોડાક રૂપિયા આપીને જ જંપ્યા. ભકતોની આ હતી મહારાજશ્રી માટેની લોકપ્રિયતા.

આવો જ બીજો પ્રસંગ પણ છે. મહારાજશ્રીએ આમ તો લાખો રૂપિયા એકઠા કર્યા હતા અને ખર્ચ્યા પણ

હતા. પૈસાનો મોહ એમણે કયારે ય રાખ્યો ન હતો, કારણ કે એમને ઇશ્વરમાં સંપૂર્ણ શ્રધ્ધા હતી. મહારાજશ્રીને છેલ્લી બિમારી હતી ત્યારે તેમણે પોતાના એક ભકત મણીબેનને તેમ જ એમના પતિને એક પત્ર લખ્યો અને રૂપિયા ૫૦૦ (પાંચસો) તેમણે મંગાવ્યા. મહારાજશ્રીએ પોતાના ભકત પર લખેલા એ પત્રમાં લખ્યું હતું કે, 'એ રૂપિયા હું જીવતો હોઇશ તો પાછા આપીશ, નહિતર પિતા સમજીને માંડી વાળજો.' મહારાજશ્રીને આ પૈસા તો તુરત જ મોકલવામાં આવ્યા હતા પરંતુ મહારાજશ્રીના ભકતોને મહારાજશ્રી પ્રત્યે કેટલાં માન અને આદર હતાં એની આથી પ્રતિતી થાય છે.

મહારાજશ્રીનું હૃદય કરુણાથી ભરેલું હતું. એમને જ્યારે લાગતું કે કોઇ વ્યકિતને ખરેખર સહાય આપવાની જરૂર છે ત્યારે પછી મહારાજશ્રી એને છૂટે હાથે સહાય આપતા. એમાં કયારે પણ એ પાછું વળીને જોતા નહિ.

આં ઉપરાંત મહારાજશ્રીમા એક બીજો પણ ઉમદા ગુણ હતો. સમાજમાં કયારેક મહારાજશ્રીને આબરુદાર મધ્યમ વર્ગમાં જવાનો પ્રસંગ પડતો. મહારાજશ્રીની અમીભરી દૃષ્ટિમાં ઘણીવાર એવી મધ્યમવર્ગની વ્યકિતઓ આવી જતી હતી કે જેમને જોઇને મહારાજશ્રી ભારે કરુણા અનુભવતા હતા. આવી વ્યકિતઓ સમાજમાં પોતાના સ્થાનને કારણે બોલી ન શકતી અને ભારે આર્થિક ભીંસમાં પિસાતી. મહારાજશ્રી આવી વ્યકિતઓને કોઇને પણ ખબર

ન પડે તેમ, ખુદ એ વ્યકિતને પણ ખબર ન પડે તેમ ગુપ્ત સહાય મોકલી આપતા અને એ રીતે વ્યકિતઓને મદદરૂપ થતા.

અને મહારાજશ્રીએ આમ સમાજમાં કોઇ ન જાણે તેમ છૂપી રીતે અનેક વ્યકિતઓનાં આંસુ લૂછયાં છે. આવી વ્યકિતઓ આજે મહારાજશ્રીને હૃદયપૂર્વક યાદ કરી રહી છે.

મહારાજશ્રીમાં .રાષ્ટ્રિય મનોવૃત્તિ સચોટ હતી. મહારાજશ્રી સાથેની વાતચીતથી ઘણાને એ જાણવા મળ્યું છે. સનાતન ધર્મના એ દંડકે રાષ્ટ્રપ્રેમ પ્રત્યે ભારે આદરથી જોયું છે; એટલું નહિ પરંતુ જયારે જરૂર પડી છે ત્યારે ઝંપલાવ્યું પણ છે.

મુન્દ્રા અધિવેશન મળ્યું હતું. કચ્છ પ્રજાકીય પરિષદના એ અધિવેશનના પ્રમુખસ્થાને સદ્ગત ગુલરૂ મહેરઅલી હતા. શ્રી મહેરઅલીએ એ અધિવેશનમાં કચ્છની પ્રજા માટે જવાબદાર રાજ્યતંત્ર મેળવવાની હાકલ કરી.

પ્રજાએ એ હાકલ ઝીલી અને ચારેબાજુથી શ્રી. મહેરઅલીને સાથ અને સહકાર મળવાનાં વચન મળવા લાગ્યાં; પરંતુ કચ્છી પ્રજાની અજાયબી વચ્ચે ત્યારે એક સંત પણ આગળ આવ્યા. એ હતા સાધુવર્ય સંત ઓધવદાસજી. અમણે મહેરઅલીને વચન આપતાં કહ્યું કે, કચ્છ માટે જે જવાબદાર રાજ્યતંત્રની લડત શરૂ થવાની

છે તેમાં હું, મારા શિક્ષકો, મારા તમામ વિદ્યાર્થીઓ લડતમાં ઝંપલાવવા તૈયાર છીએ. કચ્છી પ્રજાએ ત્યારે હોંસે હોંસે આ જાહેરાતને ઝીલી હતી. રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજી પ્રત્યે મહારાજશ્રીને અપૂર્વ એવો પ્રેમ હતો, પૂજ્યભાવ હતો.



## ( ૭ )

મહારાજશ્રીની ઇચ્છાશક્તિ કેટલી પ્રબળ હતી તેનો અને તેમની સાથેના એવા બીજા પાવક પ્રસંગોનો ઉલ્લેખ કરતાં એમના સાન્નિધ્યમાં વર્ષો સુધી રહેલા ગુરુકુળ સંસ્થાના ભૂતપૂર્વ ગૃહપતિ શ્રી મૂળજી પરમાર તેમની સાથેના એક પાવક પ્રસંગનો તાદશ ચિતાર રજૂ કરે છે. તેઓ લખે છે: 'સંવત ૧૯૯૦માં ઇશ્વર આશ્રમમાં એક નાનકડો ઉત્સવ કરવાની મહારાજશ્રીને ઇચ્છા થઇ. તેમણે પોતાનો આ વિચાર મૈયાજી તથા પોતાના શ્રધ્ધાળુ શિષ્ય કલ્યાણજી વિઠ્ઠલદાસ અને નેણુબાઇ પાસે વ્યક્ત કર્યો. સૌએ સંમતિ આપી અને ઉત્સવની તૈયારી શરૂ થઇ. જોતજોતામાં તો ઉત્સવની વાત ચારેબાજુ પ્રસરી ગઇ અને ગામેગામથી લોકોનાં ટોળાં ઉત્સવ પર રવાના થવા લાગ્યાં. માતાઓ, બાળકો, વૃધ્ધો સૌ વાંઢાયને પંથે પડયાં. ઉત્સવમાં ભાગ લેવા ગામડાંઓમાંથી સંઘો પણ નીકળ્યા. ગુરુકુળને આંગણે જોતજોતામાં હજારોની સંખ્યામાં લોકો એકઠા થયા. પૂ. મહારાજશ્રી આશ્રમના મહંત હતા, પરંતુ બીજા મહંતોની જેમ સોનાના આભૂષણો સજી તેઓ ગાદી પર બેઠા ન હતા; પરંતુ ખાદીની કફની પહેરી એ કર્મયોગી પુરુષ જનતામાં ઘૂમવા લાગ્યા. મહંત નહિ પણ જનતાના તે સાચા સેવક

હતા. પોતાને હાથે લોકોની વ્યવસ્થા કરવા લાગ્યા. લોકોના બળદો માટે આશ્રમની વાડીની કાલરો ખુલ્લી મૂકી દીધી. એ કાલરો પર ચડીને ખુદ મહારાજશ્રી ગાડાવાળાઓને કડબ આપતા હતા. આ દશ્ય જેમણે જોયું તેમને એ સમજાયું કે મહારાજશ્રી એ કેવી અદ્ભુત માનવતાથી ભરેલી મૂર્તિ હતા. ઉત્સવમાં સૌને પ્રેમથી આવકારતા, લોકો વચ્ચે ધૂમતા અને લોકોને ઉપયોગી થવા તત્પરતા બતાવતા. એ મહારાજશ્રી સાચેજ મહંત નહિ પણ જનતામાંના જ એક સેવાપરાયણ માનવી હતા.

શ્રી મૂળજી પરમાર આગળ ચાલતાં લખે છે કે, યોજાએલો ઉત્સવ એ તો એક નાનકડો મર્યાદાવાળો ઉત્સવ હતો પરંતુ અહીં તો ઉત્સવમાં માનવ મહેરામણ છલકાયો. મહારાજશ્રીના નિકટના સેવકો કહેવા લાગ્યા કે હવે કરવું શું ? આશ્રમમાં તો નાણાંની એટલી વ્યવસ્થા જ કયાં છે?

મહારાજશ્રી પાસે જ્યારે આ વાત પહોંચી ત્યારે મહારાજશ્રી હસ્યા. સ્વસ્થતાથી તેમણે સેવકોને કહ્યું, 'વાત સાચી છે, નાણાં નથી. મારી પાસે કોરી દોઢ હજાર માત્ર છે. આશ્રમની એજ પુરાંત છે. પણ તેથી શું ? ઇશ્વરરૂપી જનતા મારે ત્યાં કયાંથી ? નાણાંનું તો થઇ રહેશે. જનતાનો મારે આંગણે આવો અવિરત પ્રવાહ એજ મોટાં ધનભાગ્ય છે.' મહારાજશ્રી આમ શ્રધ્ધાના બળ સાથે આવાં કામો કરતા હતા; અને શ્રધ્ધા-બળ એ જીવનની સફળતાનું એક મોટું બળ છે.

- -

ઉત્સવમાં આવનાર જનતાએ ઉત્સવમાં તો ઉમંગભેર ભાગ લીધો પરંતુ હજારો લોકોએ મહારાજશ્રીના ચરણોમાં નાણાંના ઢગલા કર્યા. પાંચ, પચીશ, પચાસ' સો, હજાર, બે હજાર એમ એ ઉત્સવમાં મહારાજશ્રીના ચરણોમાં કોરી નેવું હજાર એકઠી થઇ ગઇ અને યાદગાર રહી જાય એટલા ઉત્સાહથી ઉત્સવ ઉજવાયો.

ધામધૂમથી અને ભારે ઉત્સાહથી ઉજવાએલા આ ઉત્સવનો બીજો એક પ્રસંગ પણ જાણવા જેવો છે, જે બહુ ઓછા જાણે છે.

મહારાજશ્રી એ ભવ્ય ઉત્સવના જનક હતા અને એમની શ્રધ્ધા, મનોબળ અને ઝંખનાના પરિણામે જ કચ્છે ઇતિહાસમાં નહિ જોયેલો એવો ઉત્સવ ઇશ્વર આશ્રમને આંગણે ઉજવાયો હતો.

ઉત્સવ ઉજવાયો ત્યારે મહારાજશ્રી આશ્રમના મહંત હતા. મહંત એટલે ગાદીપતિ. ઉત્સવ પ્રસંગે મહંતે રેશમી કિંમતી કપડાં અને આભુષણો પહેરવાંજ જોઇએ એવો રૂઢિગત ચાલ્યો આવતો રિવાજ હતો.

મહારાજશ્રી જો કે આ ઉત્સવ પ્રસંગે એક મહંતની અદાથી ગાદીપર બેઠા ન હતા બલકે વિરાટ કામ કરવાનું હોઇ પોતે પણ કાર્યકરો વચ્ચે ઘૂમતા હતા અને કામ પણ કરતા હતા. કાર્યકરોને કામ કરવાનો ઉત્સાહ આપતા હતા.

પરંતુ આમ છતાં તેમણે પોતાના ગુરુ ભાઈઓના અને ભક્તોના આગ્રહથી ભારે કિંમતનાં રેશમી વસ્ત્રો અને ભારે કિંમતનાં સોનાનાં વજનદાર આભૂષણો તો પહેર્યાં હતાં. અલબત્ત, આમ છતાં સૌને એ ખ્યાલ તો આવતોજ હતો કે એક ગાદીપતિ મહંત લોકો વચ્ચે ઘૂમી પ્રસંશા લાયક કામગીરી કરી રહ્યા છે.

પણ ત્યાં એક પ્રસંગ બન્યો.

આજુબાજુના માઈલોના વિસ્તારમાં આ ઉત્સવની જાણ થઈ ગઈ હતી. અને તેથી અનેક ભિખારીઓ અને માગણો ઈશ્વર આશ્રમમાં ઉમટી આવ્યાં હતાં. કાર્યકરો તેમને એક બાજુ રોકી આગળ વધવા દેતા ન હતા.

મહારાજશ્રી ફરતા ફરતા ત્યાં આવ્યા. કાર્યકરોને ભિખારીઓને રોકતા જોઈ તેમણે કાર્યકરોને કહ્યું,

'વ્યવસ્થા જાળવો પણ એમની સાથે વર્તાવ માનવતાભરેલો રાખો. એ પણ આપણા જેવા જ માનવીઓ છે.'

અને પછી એમણે ત્યાં બેઠેલા ભિખારીઓને અને માગણોને કહ્યું, 'તમે બધા અહીંજ શાંતિથી બેસી રહેજો. બીજાને જે ખાવાનું મળશે તેજ તમને અને પેટ ભરીને મળશે. જરા સબૂરી પકડી બેસજો. તમને બધાને જમાડીને પછી હું જમીશ.' ભિખારીઓ અને માગણો ખૂબ ખૂબ રાજી થયાં. મહારાજશ્રી ત્યાંથી આગળ વધ્યા.

તેઓ ચારેક પગલાં આગળ વધ્યા હશે ત્યાં માગણ-માંથી એકે મહારાજશ્રીને કહ્યું,

'મહારાજશ્રી, હાથમાં પાંચ પાંચ વીંટીઓ પહેરી છે તેમાંથી એક ઉતારી મને આપી દોને! મારું દારિદ્રય ફીટી જશે, અને આપને પાંચમાંથી ચાર થશે તો, ખણરેય નહિ પડે. મારી પાસે કંઇયે નથી; આપની પાસે જોઇએ તેના કરતાં વધારે છે.'

મહારાજશ્રી આ વાકય સાંભળીને સડક થઇ ગયા. તેમને થયું કે, માગણ બોલે છે તે સાચું છે કે જૂઠું? મહારાજશ્રી જેમ જેમ વિચાર કરતા ગયા તેમ તેમ તેમને થતું ગયું કે માગણ અક્ષરે અક્ષર સાચું બોલ્યો છે. એની પાસે કંઇયે નથી, મારી પાસે જોઇએ તેના કરતાં વધારે છે. આ સત્ય સમજાયા પછી મહારાજશ્રી ખૂબ અસ્વસ્થ બની ગયા.

તેઓ ફરી કામમાં શુંથાઇ ગયા અને આમ તેમ કામમા આંટા મારવા લાગ્યા. આમ છતાં માગણે કહેલા શબ્દો તેમનાથી ભૂલાતા ન હતા. તેમનામાં એ વાતથી અનુકંપા તો જાગી જ હતી, પરંતુ માગણે કરેલી વાતની તેમને સત્યતા ભારે વસી ગઇ હતી.

તેઓ વિચાર કરવા લાગ્યા કે મારે શું કરવું જોઇએ? તેમના મનમાંથી એક એવો વિચાર પણ પસાર થઇ ગયો કે હમણાં વીંટી ઉતારી એમને આપી આવું. પણ આ

વિચાર કરતાં કરતાં તેમને ફરી વિચાર આવવા લાગ્યા કે, એણે કહ્યું એમ વીંટી ઉતારી આપું તેથી શું? તેથી શું જે અસમાનતા પ્રવર્તી રહી છે તે દૂર થશે કંઇ? મહારાજશ્રીને આમ અનેક વિચારો આવવા લાગ્યા. એક પછી એક વિચારો આવતા ગયા પરંતુ કોઇ પણ વિચારથી મહારાજશ્રીના મનનું સમાધાન થતું ન હતું. એમને કોઇ સાચો ઉકેલ મળતો ન હતો.

મહારાજશ્રી આગળ વધ્યા અને ફરી પોતાના કામમાં મશગૂલ થયા. સાંજે હજારો માણસો ઇશ્વરરામજી આશ્રમના વિશાળ ચોગાનમાં એકઠા થયા. ઉત્સવનો સંદેશ સૌને સાંભળવો હતો. મહારાજશ્રી કામમાં મશગૂલ બની આમતેમ ફરતા હતા પરંતુ તેમના દિલમાં શાંતિ ન હતી.

ચાલીશેક માણસોનું ટોળું ઉત્સવનો સંદેશ સાંભળવા ચોગાનમાં આવી રહ્યું હતું. મહારાજશ્રી કંઇ કામ પ્રસંગે એ બાજુ જઇ રહ્યા હતા. માણસોનું ટોળું અને મહારાજશ્રી રસ્તામાં સામા મળ્યા. ટોળામાંથી દશ પંદર ભાઇઓ મહારાજશ્રીને ઓળખતા હતા. આ ભાઇઓએ નજીક આવી મહારાજશ્રીને વંદન કર્યાં.

પરંતુ બાજુમાં ઉભેલા બીજા વીશેક ભાઇઓમાંથી કોઇ એકે મહારાજશ્રીને જોયા અને કોણ જાણે કેમ એણે ટીકા કરતાં કહ્યું, 'ધનનાં ધીંગાણાં.'

મહારાજશ્રીએ એ વાકય બરાબર સાંભળ્યું. સવારથી

કારો ઉતારવા લાગ્યા.

મહારાજશ્રી પોતાના નિવાસમાં જઇ રેશમી વસ્ત્રો અને સોનાનાં આભૂષણોને દૂર દૂર ફેંકી રહ્યા છે એ વાતની તેમના ગુરુભાઇઓ અને ભક્તોને ખબર પડી ત્યારે સૌ મહારાજશ્રીના નિવાસ તરફ દોડી આવ્યા, અને મહારાજશ્રીને કહેવા લાગ્યા.

'મહારાજશ્રી, આ શું કરી રહ્યા છો?'

મહારાજશ્રીએ જવાબ આપ્યો: 'જેની જરૂર નથી તેને દૂર દૂર ફેંકી રહ્યો છું.'

ભક્તાએ કહ્યું: 'પણ મહારાજશ્રી આ તો ચાલતી આવતી પ્રણાલિકાની પરંપરા છે. એનો વિચ્છેદ કેમ થાય?'

મહારાજશ્રીએ કહ્યું, 'મારે એ પરંપરા તોડવી છે, એના ચૂરેચૂરા કરી નાખવા છે એટલે આમ કરી રહ્યો છું.'

મહારાજશ્રીની મક્કમતા જોઇ બધા શાંત થઇ ગયા. આખરે તેમના એક ગુરુભાઇએ કહ્યું:

'પણ મહારાજશ્રી, આપ મહંત છો. આપના મોભા પ્રમાણે વસ્રો અને અલંકારો તો જોઇએજ ને!'

મહારાજશ્રીએ હસતાં હસતાં જવાબ આપ્યો, 'એ મોભો અને એ પ્રતિષ્ઠા આપણે જ ઉભાં કર્યાં છે. આપણે ધારીએ તો બીજી રીતે પણ મોભો અને પ્રતિષ્ઠા ઉભાં

કરી શકીએ અને માહાઇ, નમ્રતા અને સુઘડતાને શોભો આપીએ '

આમ કહી મહારાજશ્રીએ કેવળ એક ખાદીની કફની ધારણ કરી લીધી ને પછી એ જીવનભર તેમની સાથી રહી અને મહારાજશ્રી એ પછી હજારોની એકઠી થયેલી માનવમેદનીને ઉત્સવનો સદેશ આપવા બહાર નીકળ્યા

અને મહારાજશ્રીની રાષ્ટ્રભક્તિ પણ કેટલી અપાર હતી? એ સત હતા, સાધુ હતા તેવાજ રાષ્ટ્રસેવક પણ હતા શ્રી મુળજી પરમાર લખે છે કે, 'કચ્છની જનતા જ્યારે જવાબદાર રાજતંત્ર લેવા તત્પર બની હતી, આઝાદીનો નાદ જ્યારે ગામડે ગામડે ગુંજવા લાગ્યો હતો અને સ્વ મેહેરઅલીના પ્રમુખપદે મુંદ્રામા અધિવેશન મળ્યુ હતુ ત્યારે મહારાજશ્રીનું રાષ્ટ્રભકત હૈયું માત્ર ઇશ્વરની ભકિત કરવા બેઠું કેમ રહે? ગુરુકુળના વિદ્યાર્થીઓ અને અમે શિક્ષકો બધા મહારાજશ્રીની આજ્ઞાથી એ અધિવેશનમા સ્વયસેવકો તરીકે જોડાયા મહારાજશ્રી પણ અધિવેશનમા આવ્યા. અધિવેશનની પ્રેરણાત્મક કાર્યવાહી, રાષ્ટ્રભકિતના ઉતેજનાસર્યાં ભાષણો, દેશને જવાબદાર રાજતત્ર અપાવવાની તાલાવેલી–એ બધુ' જોઇ મહારાજશ્રીનુ હૃદય હલી ઉઠયુ ખુલ્લા અધિવેશનમા તેઓશ્રીની વાણી ગાજી ઉઠી તેમની વાણીનો પ્રવાહ આ હતો 'મારા કચ્છ દેશને માટે મારો આ દેહ આપવા હું તૈયાર છું. જે દેશનુ મેં લુણ ખાધું છે, જે જનતાએ મને પોષ્યો છે,

## ❋ શ્રી વાલદાસજી ગુરુ ઓધવરામજી ❋



આશ્રમના સંચાલક અને નિયામક

તે જનતાની સેવા કરવા હું અને મારી સંસ્થાના તમામ શિક્ષકો તથા વિદ્યાર્થીઓ આ લડતમાં જોડાવા તૈયાર છીએ. નોંધો લડતમા પહેલું નામ મારૂં અને પછી નોંધો મારી સંસ્થાના શિક્ષકો તથા વિદ્યાર્થીઓના નામો' તેમની આ રાષ્ટ્રપ્રેમી વાણી સાભળીને કચ્છની જનતા સ્તબ્ધ બની અને કહેવા લાગી કે મહારાજશ્રી એકલા સંત નથી પણ રાષ્ટ્રપ્રેમી પણ છે

અધિવેશનમાથી પાછા ફરતાં ગુરુકુળમાં રાત્રે શિક્ષકો અને વિદ્યાર્થીઓની સભા બોલાવી અને કહ્યું કે, 'હું તો મુન્દ્રા પરિષદમા લડતમા જોડાવાનુ વચન આપી આવ્યો છુ તમારા બધાની કેવી મરજી છે તે મારે જાણવું છે હું તમારા પર સંપૂર્ણ વિશ્વાસ રાખી તમને પૂછયા વિના લડતમા જોડાવાનુ વચન આપી આવ્યો છું મારામા શ્રદ્ધા હોય તો મારી પાછળ આવજો જેલ અને લાઠીઓ તો ખરી, પણ ગોળીઓ ખાવાની તૈયારી હોય તો મારી પાછળ આવજો પ્રભુભકિત વિષે મારા ખ્યાલો એ છે કે, પ્રભુભકિત કાયરતા શીખવતી નથી મારા પ્રભુને ગુલામી પસંદ નથી પ્રભુના આદેશથી હું તો લડતમા જઇશ મારી પાછળ જેને આવવુ હોય તે આવજો બોલો! કોણ આવવા તૈયાર છે? અને તમામ હાથો ઉંચા થયા. મહારાજશ્રીએ આ જોઇ ગદગદ કંઠે કહ્યુઃ 'હવે મને સંતોષ થયો ગુરુકુળનુ શિક્ષણ માત્ર પેટ ભરવા માટેનું શિક્ષણ નથી પણ વખત પર આત્મભોગ આપવાની વીરતા પણ

એમાં ભરેલી છે. પરિષદ તરફથી આદેશ આવતાંની સાથેજ આપણે બધાએ જવાનું છે.'

જો કે પછી તો લડતનાં વહેણુ બદલાયાં અને લડત મોકુફ રહી. પણ મહારાજશ્રીના રાષ્ટ્રભક્ત હૈયાંની પરખ સમગ્ર કચ્છી જનતાને થઇ.

મહારાજશ્રીના ભકતોનો મહારાજશ્રી પ્રત્યે અસીમ સદ્‌ભાવ હતો અને મહારાજશ્રીના જીવનની સફળતાની એ મોટામાં મોટી મૂડી હતી એક વખત મહારાજશ્રી ગુરુકુળ માટે કચ્છ તથા મુંબઇ વગેરે સ્થળે ફરીને કચ્છ આવ્યા. મહારાજશ્રી કચ્છ આવી મંજલ પહોંચ્યા અને સાધ્વી મૈયાજીને કહે, 'માતાજી! હું ભિક્ષુક તરીકે આવ્યો છું. આ ઝોળીમાં આપ શું આપો છો?'

અને મહારાજશ્રી જેવા સાધુ પુરુષ જ્યારે ઝોળી ધરે ત્યારે મૈયાજી કેમ પાછળ રહે! મૈયાજી એક આશ્રમ ચલાવતાં હતાં. આશ્રમમાં વિધવા બ્હેનો રહેતી હતી તેમને શિવણકામ અને અન્ય કામો સાથે પ્રભુભકિતનું શિક્ષણ અપાતું હતું. આ આશ્રમ ચલાવવા માટે મૈયાજી પાસે જે પણ નાણાં હતાં,—આશરે પાંચ હજાર કોરી હતી, તે બધી રકમ લઇને મૈયાજીએ મહારાજશ્રીના ચરણોમાં ધરી અને કહ્યું, 'મારા આશ્રમની આ તમામ મિલ્કત છે તે હું આપના ચરણોમાં ધરૂં છું. મારૂં આશ્રમ પ્રભુ ચલાવે છે તેમ ચલાવશેજ. આપ આ નાણાંનો ગુરુકુળ સંસ્થામાં ઉપયોગ કરો.'

મહારાજશ્રી આવી ભક્તિ જોઇ ગળગળા થઇ ગયા. બોલ્યા, 'હું પૈસા લેવા નથી આવ્યો. ઇશ્વરે મને કેવા ભકતો આપ્યા છે તે જોવાજ આવ્યો હતો. નાણાં મારે નથી જોઇતાં. બીજા ઘણા ભકતો છે કે જ્યાંથી મને જરૂર પડે નાણાં મળી રહે છે. કોરીઓ તમે પાછી લઇ લો.'

પણ મૈયાજી એમ માને એમ નં હતું. છેવટે મહારાજશ્રીને એ રકમમાંથી એક હજાર કોરી તો લેવીજ પડી.

ગુરુભક્તિનો એક બીજો પ્રસંગ પણ નોંધવા જેવો છે.

સદ્‌ગત માંડણ ભાણજીએ મહારાજશ્રી સાથે રહી ગુરુકુળ સંસ્થાને ખૂબ કામ આપ્યું હતું. પરંતુ પછી ધંધા અર્થે માંડણભાઇ પરદેશ ગયા. બે–ત્રણ વર્ષ થઇ ગયા. પરદેશમાં માંડણભાઇ બિમાર પડયા. માંડણ ભાણજીના નામથી મહારાજશ્રીને એક તાર મળ્યો. તારમાં લખ્યું હતું: 'તમારા શિષ્યને આશિર્વાદ આપો.' મહારાજશ્રીએ તાર કરી આશિર્વાદ તો મોકલ્યા પરંતુ તેમનું હૃદય વલોવાઇ જતું હતું. આ જગત છોડતી વખતે પણ ગુરુના આશીશ લઇ જગત છોડવાની ઝંખના એ ગુરુ ભક્તિનું એક કેવું ભવ્ય દષ્ટાંત છે? તાર તો કરી દીધો, પરંતુ પછી મહારાજશ્રીનું અંતર હાથ ન રહ્યું. તેઓ ખૂબ રડયા—કલાકો સુધી રડયા અને બીજે દિવસે માંડણભાઇના અવસાનનો તાર મહારાજશ્રીને મળ્યો.

સદનવાડી સંસ્થાના એક વખતના નિયામક શ્રી

આ તેમના રૂઢિચૂસ્ત એવા અનુયાયીઓને રૂચતું નહિ. તેમને મહારાજશ્રી કહેતા, "જ્ઞાનીએ પોતાને સત્ય લાગતા કાર્યો કરતા રહેવું જોઇએ. જાતે આવાં સામાજિક કાર્યો કરવાથી પોતાના શિષ્યો અને અનુયાયીઓની તે કરવા તરફની વૃત્તિ કેળવાય છે. પડયા રહેવાથી આળસ અને અહંતા વધે છે." આમ રૂઢ એવી સાંપ્રદાયિક રીતિંનીતિઓમાં રાચતાં તેમના સંપ્રદાયના ભાઇબ્હેનોના જીવતરમાં એમણે જાતે કર્મણ્ય રહીને તેજ પૂર્યું છે અને કર્તવ્યનું ભાન જાગૃત રાખ્યું છે.

રાષ્ટ્ર પ્રત્યે મહારાજશ્રીને અપાર આદર હતો તેનો એક દાખલો ટાંકતાં શ્રી ધોળકીઆ જણાવે છે કે, 'ગાંધી જયંતિના એક સમારંભમાં સદનવાડીની એક સભામાં પ્રમુખસ્થાનેથી પૂર્ણાહુતિનાં વચનો કહેતાં કહેતાં ગદ્દગદ્ કંઠે તેમણે ખાદી પહેરવાનું વ્રત જાહેર કરેલું તે પ્રસંગ હું કયારે પણ નહિ ભૂલું. હૃદયના ઊંડાણમાંથી લીધેલા એ વ્રતને તેમણે દીપાવ્યું અને દેવગત થયા ત્યાં સુધી તેનું પાલન કર્યું. એ વ્રત લીધા પછી તેમણે પોતાના હરેક ધાર્મીક વ્યાખ્યાનમાં ખાદી અને સ્વદેશીવ્રતને ધર્મ્ય લેખે પ્રમાણ્યા છે.' મહારાજશ્રીનો કર્મયોગ જોઇને હરકોઇને તેઓ સંપ્રદાય કે વાડાબંધીથી પર લાગતા હતા. કોઇ સાંપ્રદાયિક મહાધિપતિએ લોકસેવાની આટલી ચિરંજીવી પ્રવૃત્તિઓ હાથ ધરી હોય એવું ઓછું જોવા મળે છે. અંધશાળા, ગુરુકુળ, ગોશાળા જેવી લોકોપયોગી સંસ્થાઓ સ્થાપીને તેમણે આપણી જગ્યા-જાગીરના અધિપતિઓને

માટે મહામૂલો આદર્શ મૂક્યો છે. સાધુ–સન્યાસીઓ લોક-સેવાની આહલેક જગાવીને ધર્મની સાચી દિક્ષા પોતાના ભાઇઓને જાગૃત કરીને અનુયાયીઓને આપી શકે છે એવો બોધપાઠ તેમણે જીવતરથી આપ્યો છે. અજ્ઞાનમૂલક એવા મતપંથોનાં ઝાળાંમાંથી પાટીદાર ભાઇઓને જાગૃત કરી તેમણે ભારે મોટી સમાજસેવા કરી છે. હરિજન અને પીડિત લોકો તરફ તેમના દિલમાં ભારે કરૂણા ભરી હતી. તેમણે પોતાના બહોળા અનુયાયી વર્ગમાંના અનેક રૂઢીચૂસ્ત ભાઇબેનોને કચવાવીને પણ અસ્પૃશ્યતાને પોતાના અંગત વ્યવહારમાંથી રૂખસદ આપી હતી. અસ્પૃશ્યતાને કચ્છમાંથી સદંતર નાબૂદ કરવાની તેમની તીવ્ર ઇચ્છા હતી. તેમણે કહેલું: "કચ્છમાં હવે આભડછેડની જડ હલી ગઇ છે તો તેને તરત નેસ્તા-નાબૂદ કરવા માટે હું ગામેગામ ફરીને ઝુંબેશ કરીશ." પરંતુ તેમની આ આખર અવસ્થાની મનીષા મનમાં જ રહી. તેમનો દેહવિલય થયો તેથી મહિના માસ પહેલાં અમે તેમને મળેલા ત્યારે તેમણે શ્રી છગનભાઇ જોષીની પાસે ઉપરના શબ્દોમાં પોતાની ઇચ્છા વ્યક્ત કરી હતી પરમાર્થી ઉદ્ધવદાસજીએ જીવીને પ્રેરક દ્દષ્ટાંત અનુયાયીઓ સામે મૂક્યું છે.'

મહારાજશ્રીને એમના ઘણા અનુયાયીઓએ પરમાર્થી કહ્યા છે અને તે સંપૂર્ણપણે સાચું છે. મહારાજશ્રીએ પોતાના સુખ કરતાં સદા બીજાના દુઃખનો વધારે વિચાર કર્યો હતો. અને તેઓ જીવનભર પરમાર્થી રહ્યા હતા.

એક વખત મહારાજશ્રી વાંઠાય નજીક આવેલા દેશલપુર ગામની વાડીઓમાં ફરવા ગયા. ખેતીપ્રેમી મહારાજશ્રી વાડીઓ અને ખેતરોમાં ફરવાનું વધુ પસંદ કરતા. દેશલપુરની વાડીઓમાં મહારાજશ્રી ફરતા હતા. ફરતાં ફરતાં તે એક વૃદ્ધ ખેડુતની વાડીએ આવ્યા. ખેડુત કોષ હકાલતો હતો. મહારાજશ્રીને જોતાં તેણે કોષ હાંકવાનું બંધ કર્યું અને તેમની પાસે જઈ ચરણસ્પર્શ કર્યો.

મહારાજશ્રીએ પૂછયું, 'કાં, ખેતી કેમ ચાલે છે?' ખેડુતે હસીને જવાબ આપ્યો, 'મહારાજશ્રી, બધું જમાના પ્રમાણે ચાલે છે.'

મહારાજશ્રીએ એક અભ્યાસભરી દૃષ્ટિ વાડી પર નાખી અને પછી કહ્યું.

'વાડીનું પડું તો જોરદાર છે, અને જમીનનો કસ પણ સારો દેખાય છે.'

ખેડુતે બે હાથ જોડયા અને કહ્યું:

'મહારાજશ્રી, આપના આશીર્વાદનો એ બધો પ્રતાપ છે પણ ઠીક છે, ભગવાન આપ્યો વ્યહવાર અટકાવતો નથી.'

વૃદ્ધ ખેડુતે વાડી પાછળ જે મહેનત કરી હતી તે જોઈ મહારાજશ્રી ખુશ થયા. તે મનમાં ને મનમાં કહેવા લાગ્યા કે, ખેડુ મહેનતુ બને છે તો ધરતીને પણ એ નવું

જીવન આપી શકે છે. આમ વિચારતાં વિચારતાં મહારાજશ્રીની નજર વૃદ્ધ ખેડૂતની બળદની જોડ પર પડી. મહારાજશ્રીએ જોયું કે જોડમાં એક બળદ સશક્ત અને યુવાન છે જ્યારે બીજો બળદ અશક્ત અને વૃદ્ધ છે.

મહારાજશ્રીએ આ જોઇ પૂછયું, 'આ બળદની જોડી એક સરખી કેમ નથી?'

ખેડૂતે કહ્યું, 'શું કરૂં? બેમાંથી એક બળદ મારી જેમ ઘરડો થયો છે. પરંતુ તેને કંઇ નાખી તો ન દેવાયને? એટલે હલવે રાખું છું અને બીજો નવો બળદ લેવા જેટલા પૈસા પણ પાસે નથી.'

મહારાજશ્રીએ જોયું કે મદદ કરવા યોગ્ય ખેડૂત છે-પાત્ર છે. આમ વિચારી મહારાજશ્રી આશ્રમમાં ગયા અને બીજે દિવસે એ વૃધ્ધ ખેડૂતને નવો બળદ ખરીદવા જોઇતા પૈસા મોકલી આપ્યા.

થોડા દિવસ પછી મહારાજશ્રી ફરી એ વાડીએ ગયા તો પહેલો વૃધ્ધ ખેડૂત બન્ને યુવાન બળદો સાથે ખેતી કરી રહ્યો હતો. મહારાજશ્રીને એ જોઇ ખૂબ સંતોષ થયો. તેમણે મનને કહ્યું, 'કોઇ બીજાનું નાનું મોટું દુઃખ આપણે દૂર કરવા શકિતમાન થતા હોઇએ તો એ કેટલું સરસ છે!'

એક વખત ભારે વરસાદ પછી મહારાજ વાંઠાય

ગામમાં ગયા. જોયું તો કેટલાંક મકાનો પડી ગયાં હતાં. તેમાં પણ એક હરિજનની હાલત ભારે કફોડી હતી. હરિજન, તેની પત્ની અને ચાર બાળકો. જર્જરીત જેવું મકાન વરસાદથી સાવ બેસી ગયું હતું, અને આખું કુટુંબ રઝળતું થઇ ગયું હતું. મહારાજશ્રીને એ દૃશ્ય જોઇ ભારે આઘાત થયો. હરિજનને કહેઃ

'નવું પાકું ભૂંગું બનાવતાં કેટલો ખર્ચ લાગે?'

હરિજને કહ્યું, 'મહારાજશ્રી, બસો રૂપિયા લાગે!'

મહારાજશ્રીએ કહ્યું, 'એમ કર. સો રૂપિયા રોકડા મારી પાસેથી લઇ જા. બાકીનું, તારૂં કુટુંબ અને તારા એકાદ બે સાથી મિત્રો મળી મહેનત કરો અને ભૂંગું તૈયાર કરો.'

હરિજન ખૂશ થયો. ઇશ્વરરામજી આશ્રમમાં જઇ મહારાજશ્રીએ તેને રૂપિયા એકસો રોકડા આપ્યા.

થોડા દિવસો નીકળી ગયા. મહારાજશ્રીને તો હતું કે એ હરિજન પાકું ભૂંગું બાંધી અંદર હવે સુખેથી રહેતો હશે; પરંતુ થોડા દિવસ પછી મહારાજશ્રી પાસે ફરિયાદ આવી કે એ હરિજન અને એનું કુટુંબ તો હજુ એ ભૂંગા વિના એમજ રઝળે છે.

મહારાજશ્રીને આ જાણી નવાઇ લાગી. પોતે તો એકસો રૂપિયા આપી દીધા હતા અને છતાં આમ કેમ

થયું હશે ? મહારાજશ્રી ગામમાં ગયા. હરિજન તો ન હતો પરંતુ તેમની પત્ની અને બાળકો હતાં. મહારાજશ્રીએ પૂછયું, 'કાં, હજી ભૂંગું કેમ તૈયાર નથી કર્યું ? રૂપિયા એકસો તો મેં કયારના આપી દીધા છે !'

હરિજનની પત્નીએ સાચી વાત કહી દીધી. એ બોલી, 'ઘરમાં ખાવા ધાન ન હતું એટલે એ રૂપિયા સો અમે ખાઇ ગયા.'

મહારાજશ્રી કંઇ બોલ્યા નહિ. ત્યાંથી તે વખતે ચાલ્યા ગયા. બીજે દિવસે પાકા ભૂંગા માટે જોઇતો માલ પોતે મંગાવ્યો. ભૂંગું બાંધવા મજૂરો રોકયા. પોતે સવાર થતાં જ માથે ઉભા. બે દિવસ પછી ભૂંગું તૈયાર થયું. મહારાજશ્રીએ જાતે એ હરિજન કુટુંબને અંદર બેસાડયું અને કહ્યું:

'લો ! હવે પાકું સારૂં ભૂંગું મળ્યું ને ! હવે બરાબર મહેનત કરો અને પેટ ભરજો !'

મહારાજશ્રીને તે દિવસે ખૂબ સંતોષ થયો એક ગરીબ હરિજનને પૈસા આપ્યાનો નહિ પરંતુ પોતાની જાતને બીજા માટે થોડી ઘસાવા બદલનો. મહારાજશ્રીને આ બધા કારણોને લીધે જ એમના અનુયાયીઓ પરમાર્થી કહેતા.

એક વખત ઇશ્વરગામડી ગુરૂકુળના વિદ્યાર્થીઓમાં

ભારે મેલેરીયા તાવ ફાટી નીકળ્યો. ગુરૂકુળમાં સાઠથી સીત્તેર વિદ્યાર્થીઓ હતા, અને લગભગ બધા જ તાવમાં પટકાયા હતા. કોઇ કોઇની ચાકરી કરે તેવી સ્થિતિ ન રહી. પરિવાર ગૃહ, શિક્ષકો, તેમના કુટુંબીઓ બધા જ મેલેરીયા તાવમાં ઝડપાયા.

પરંતુ આવી મુશ્કેલ પરિસ્થિતિ વચ્ચે પણ મહારાજશ્રી અસ્વસ્થ બન્યા નહિ. એ દિવસોમાં રાત ને દિવસ તેઓ વિદ્યાર્થીઓ વચ્ચે ગાળવા લાગ્યા. કોઇનું માથું દાબે તો કોઇના પગ દાબે. કોઇને દવા પાય તો કોઇને પવન નાખે. આમ એકધારા પંદર દિવસ સુધી મહારાજશ્રીએ રાત દિવસ સતત ઉજાગરા કરીને વિદ્યાર્થીઓની અને શિક્ષકોની સેવા કરી અને પછી જ્યારે પરિસ્થિતિ હળવી બની ત્યારે પોતે દ્વારામાં જઇને રહ્યા.

તાવનું જોર પછી તો નરમ પડયું હતું. ગુરુકુળના આચાર્યોએ તેમની પાસે વાત મૂકી કે હવે તાવનું જોર નરમ પડયું છે તો આપણે બાવીસેક દિવસનું વેકેસન પાડી દઇએ જેથી સૌ વિદ્યાર્થી પોતાને ગામ જાય, હવાફેર થાય અને તે પાછા પૂર્વવત્ તંદુરસ્ત બની ગુરુકુળમાં આવે.

મહારાજશ્રી પાસે જ્યારે એ વાત આવી ત્યારે તેમણે કહ્યું, 'વેકેશન એક માસનું આપો તેમાં મને વાંધો નથી પરંતુ તે હમણાં નહિ. વિદ્યાર્થીઓ અહીં હતા તેવા તંદુરસ્ત તેમને અહીં જ બનાવો. દૂધ, ઘી છૂટથી આપો

અને વિદ્યાર્થીઓ પહેલાંની તંદુરસ્તી મેળવે પછી વેકેશન ભલે પાડો. હમણાં જો વિદ્યાર્થીઓને આવી હાલતમાં તેમને ગામ મૂકશો તો મારી આબરૂ જશે અને ગુરૂકુળ વગોવાશે. વિદ્યાર્થીઓના વાલીઓ કહેશે કે, આ અમારા સંતાનો ગુરુકુળમાં આવા દૂબળા કેમ પડી ગયા?'

અને ત્યારપછી મહારાજશ્રીએ પોતે દરેક વિદ્યાર્થીની તંદુરસ્તી માટે ખાનપાનમાં અંગત રસ લીધો. સૌ વિદ્યાર્થીઓને તેઓ પૂર્વવત્ હતા એવા કર્યા પછી એક માસનું વેકેશન પાડયું. મહારાજશ્રીનું જીવન ગુરુકુળ અને વિદ્યાર્થીઓ સાથે આમ ઓતપ્રોત હતું.

વેકેશનમાં વિદ્યાર્થીઓ તો ઘેર ગયા પરંતુ મહારાજશ્રીને ચેન પડયું નહિ. તેમને થયું કે આવી સ્વચ્છ હવા વચ્ચે આવું આલિસાન મકાન, સગવડો બધું છે અને આમ છતાં ગુરૂકુળમાં મેલેરીયાએ આટલું બધું જોર કેમ કર્યું?

આ વિચાર મહારાજશ્રીના મનમાં એટલો બધો તીવ્ર બન્યો કે તેમણે ગુરુકુળમાં ફરી મેલેરીયા તાવનો હુમલો ન થાય તે માટે છૂટે હાથે પૈસા ખર્ચી અનેક ઉપચાર કર્યા અને ખરચ કરી મેલેરીયાનો એક ખાસ નિષ્ણાત ડોકટર ગુરુકુળમાં બોલાવ્યો. મહારાજશ્રી જાતે એ ડોકટર સાથે ગુરૂકુળના વિસ્તારનો ખૂણેખૂણો ફર્યા અને ડોકટરને બધી પરિસ્થિતિ સમજાવી. ડોકટરે મેલેરીયાને

ડામવા જે જે ઉપાયો સૂઝ્યા તે તમામ ઉપાયો મહારાજશ્રીએ યોજ્યા અને તેમ કરીને ગુરુકુળના આંગણેથી મેલેરીયાને નાબૂદ કરવા એક મહાન પ્રયાસ કર્યો.

અને મહારાજશ્રીના આ પ્રયાસોનું શુભ પરિણામ પણ આવ્યું. પછીનાં વર્ષોમાં જો કે મેલેરીયા આવીને દેખાવ દઇ જતો હતો, પરંતુ અસહ્ય એવો તેનો હુમલો તો ક્યારેય નહોતો થયો. મહારાજશ્રી ત્યારે કહેતા કે, માનવી ધારે અને અવિરત તેની પાછળ પડે તો તે કોઇપણ પરિસ્થિતને કાબૂમાં લઇ શકે છે.



(૮)

'સાધુ પુરુષનો તમારો આદર્શ શો છે? એમ મને કોઇ પૂછે તો હું નિઃસંદેહ રીતે મહારાજશ્રી ઉદ્ધવદાસજીનું નામ દષ્ટાંત તરીકે આપું. અર્વાચીન સાધુનો મારો ખ્યાલ તેઓ વાસ્તવિક સ્વરૂપે પૂરો પાડે છે.' આવા શબ્દોમાં કચ્છના આગેવાન શ્રી ગુલાબશંકર અમૃતલાલ ધોળકીયાએ સદ્‌ગત મહારાજશ્રીને અંજલિ આપીને જણાવ્યું હતું કે, 'હરદ્વારથી થોડા વખતને માટે તેઓશ્રી કચ્છ આવ્યા. ખેડુત સંમેલનનાં સમારંભમાં મેં એમને કહ્યું હતું કે, અત્યારના સમયમાં તેમની હાજરીની કચ્છમાં પહેલાં કયારેય નહોતી એટલી અત્યારે જરૂર છે. કેટલીક વ્યકિતઓ જાતેજ સંસ્થારૂપ હોય છે. મહારાજશ્રી પણ તેવીજ વ્યકિતઓમાંના એક હતા. સંત ઉધ્ધવદાસજી સામાન્ય જનસમાજ પૈકીના એક તરીકે જન્મ્યા અને જીવ્યા, અને એમણે તેમની આસપાસના માનવબંધુઓ, જનસાધારણને માનવતાના પાઠ શીખવી, માનવજીવનમાં અને સામાજીક જીવનમાં સર્વાંગી વિકાસ સાધી, તેને ઊંચે લાવવાની જે તળપદી કળા સાધી હતી અને તેનો ઉપયોગ ધાર્મિક, આર્થિક અને સામાજિક ક્ષેત્રમાં જ નહિ પરંતુ રાજકીય ક્ષેત્રમાં પણ તેઓ સફળતાથી કાર્ય કરી શકયા હતા તે એમની એક વિશિષ્ટ લાક્ષણિકતા હતી. તેમના પ્રાચીન ઇશ્વરરામજી ગુરુદ્વારાને

અર્વાચીન સ્વરૂપ આપવામા તેમની કર્તવ્યનિષ્ઠા અને જાહેર નૈતિક હિમતની સુદર પ્રતિતી આપી

શ્રી ગુલાબભાઇ તેમની સાધુતાનુ એક સરસ દષ્ટાત આપે છે તેઓ લખે છે કે, 'ભચાઉ ખાતેના કચ્છી પ્રજા કીય પરિષદના અધિવેશનમા હાજરી આપવા આગેવાન વ્યકિત ઓને આમત્રણ આપવામા આવેલા અધિવેશનની તારીખની આગલી સાજે પ્રતિનિધિઓ અને મહેમાનો માટેના કેમ્પની છેલ્લી સજાવટ થઇ રહી હતી ત્યા ભચાઉ સ્ટેશને એક સાધુમડળી ઉતરી અને હુ સામે નજર કરૂ તો ભજનોની ધૂન સહિત કેમ્પ તરફ એ મડળી આવી રહી હતી મડળી નજીક આવતા એ બધા કોણ છે તે જોવા હું સામે ગયો પરતુ ત્યા તો મડળના મહતશ્રીના મને દર્શન થયા મે ત્યા સાધુ ઉદ્ધવદાસજીના દર્શન કર્યા અને હુ નમસ્કાર કરૂ તે પહેલાજ કહે, 'બોલો, ગુલાબભાઇ! આ સાધુઓની જમાતને કયા ઉતારો આપો છો?' અને પછી એક સાદો પણ અલગ ખૂણો પસદ કરી કહે, 'અમને બીજી સગવડ શુ જોઇએ? જમીન અને ઉપર ઢાકણુ જોઇએ'

રાજકારણમા સાધુઓએ ભાગ લેવો જોઇએ કે કેમ એ પ્રશ્ને તેમને કદીય મુઝવ્યો નથી તેમને રાજકારણમા પણ માનવહિત દેખાઇ રહ્યુ હતુ અને રાજકારણની કલુષિતતાઓથી પર રહીને, તેઓ રાજકારણમા સક્રિય સાથ આપી શકેલા, એટલુ જ નહિ પણ, સાધુવેશની લોકમાનસ પરની પ્રબળ અસરથી જનતાને સાત્વિક રીતે સુયોગ્ય માર્ગદર્શન

સંરક્ષક સમિતિના સભ્યો, મુબંઇ તા. ૮—૬—૧૯૮૫



ડાબી બાજુથી બેઠેલા : શ્રી ખીમજી શામજી પોપટ, શ્રી ભીમજી રતનશી રૂપારેલ, શ્રી મોનજી ગાગજી પોપટ, પૂજ્ય મહારાજશ્રી ઉદ્ધવદાસજી (આદ્યસંસ્થાપક) શ્રી હરીદાસ વેલજી (પ્રમુખ) શ્રી કાનજી મોતીભાઇ, શ્રી ગોરધનદાસ આણંદજી (૦ ક)

ડાબી બાજુથી ઊભેલા : શ્રી ગાગજી જયરામ વકીલ, શ્રી કૃષ્ણદાસ હીરજી પંજુઆણી, શ્રી છગનલાલ વેલજી (ખજાનચી) શ્રી હીરજી કાનજી શેઠ (મંત્રી) શ્રી છોટાલાલ ધર્મસિંહ (મંત્રી) શ્રી માઢણ ભાણજી પરમાર (મંત્રી), શ્રી ઠાકરશી નરશી કોઠારી, શ્રી જાદવજી રતનસિંહ. પાછળ ઊભેલા : બ્રહ્મચારી ગોપાલ.

પણ આપી શકયા. આશ્રમો અને સંસ્થાઓનું સર્જન તેમને સહજ હતું. છેલ્લે છેલ્લે હરદ્વારમાં તેમણે સ્થાપેલા આશ્રમનો લાભ જેમણે લીધો હશે તેમને ધર્મ અને વ્યવહારના સમન્વય સાધક પ્રયાસોમાં આ સાધુએ પોતાનું તમામ જીવન કેમ ઓતપ્રોત કર્યું હતું તેનો ખ્યાલ આવી શકશે.

મહારાજશ્રી સાથેનો છેલ્લામાં છેલ્લો પ્રસંગ શ્રી ગુલાબશંકર ધોળકીયા આ પ્રમાણે આલેખે છેઃ 'છેલ્લે મારાં પત્નીની બિમારી અંગે હું મુંબઇથી ભૂજ તરફ આવતો હતો. નવલખી સ્ટેશને ઉતરતાં તબિયતે નંખાઇ ગયેલા, આંખે અપંગ લાગતા એક સફેદ વસ્ત્રધારી સાધુ ડબ્બામાંથી નીચે ઉતરતા મેં જોયા. ઠીક ઠીક લાંબો પ્રસંગ છતાં શંકા થઇ. પછી તો મહારાજશ્રી ઉધ્ધદાસજીને ઓળખ્યા અને તેમની અંગત સેવાનો થોડો મને પણ લાભ મળ્યો. નવલખી–કંડલાની લોંચમાં ઘણી ઘણી વાતો કરવાનો પણ મેં લાભ લીધો. આ વાતોમાં તેમણે એક આગાહી કરી કે, 'આ કાળ દેશને માટે ભારી જાય છે. આવી સ્થિતિ લંબાશે પણ અંતે તો સતનો જય છે જ. આપણા ભારતને સારા દિવસો આવશે.' તેમની સાથેનો આ પ્રસંગ છેલ્લો હતો અને છેલ્લો જ રહ્યો.'

શ્રી. ગુલાબભાઇ એમને અંજાલ આપતાં લખે છે કે, 'મહારાજશ્રી ઉધ્ધદાસજીના પ્રસંગમાં જેમને આવવાનો લાભ મળ્યો હશે તેઓ તેમની સાધુતા, માનવસેવાની ભાવના અને વ્યવહાર–દક્ષતાથી પ્રભાવિત થયા વગર રહ્યા નહિજ હોય ! મને પણ તેમના સુભગ સંપર્કનો જાહેરસેવાના

કાર્યોના અને પ્રસંગોએ જે મહામૂલો લાભ મળ્યો છે તે માટે હું મને ધન્ય માનું છું.'

શ્રી છોટાલાલ જોષી મહારાજશ્રી સાથેના બે પાવક પ્રસંગોનો તાદૃશ ચિતાર રજૂ કરે છે. આ પ્રસંગો એ કહી જાય છે કે મહારાજશ્રીનું મનોબળ કેટલું દૃઢ હતું. શ્રી છોટાલાલ જોષીએ આલેખેલા પ્રસંગોમાંનો એક પ્રસંગ આ રહ્યો. તેઓ જણાવે છે કે, સારસ્વત જાતિ સામાન્ય રીતે આર્થિક દૃષ્ટિએ બહુ પછાત હોવાથી શિક્ષણ, વેપાર, ઉદ્યોગ વગેરે બાબતોમાં તેનું સ્થાન ઓછું હોય તેમાં વિવાદ નથી જ. આ સ્થિતિ તેના કાર્યકરો બરાબર જાણતા હોઇ જ્ઞાતિને શિક્ષણ, વેપાર, ઔદ્યોગિક દૃષ્ટિએ પ્રગતિકારક કરવા વર્ષોથી પ્રયત્નો કરતા હતા. પણ દરેક કાર્ય માટે ફંડ પહેલાં જોઇએ એટલે કામ ઠેલાતું આવતું હતું. પ્રભુકૃપાએ ફંડની શરૂઆત થઇ. યોગ્ય જમીન મળી. મકાન બાંધકામના ખર્ચનો અડસટ્ટો લગભગ રૂા. ૫૧૦૦૦ નો હતો પણ વધુ સારૂં કરવાં જતાં લગભગ રૂા. ૭૦૦૦૦ પહેલાજ વખતે થયા અને પછી મુંઝવણ શરૂ થઇ. જ્યાંથી મળી શકે ત્યાં બધે ફરી વળ્યા પણ તકલીફ તો એવીજ રહી. પણ ત્યાં સાંભળ્યું કે, મહારાજશ્રી મુંબઇ આવે છે. આ સમાચાર જાણી થોડી હિંમત આવી અને મહારાજશ્રીને મળી કોઇ રસ્તો કાઢવા વિચાર્યું. મહારાજશ્રી મુંબઇ આવ્યા એટલે તેમને મળ્યા. બધી વાત કરી અને પછી વિનંતી કરી કે, અમે સારૂં કરવા જતાં આમ મુશ્કેલીમાં

મૂકાઇ ગયા છીએ માટે કંઇ માર્ગ કાઢી આપો તો સારૂં.

આમ મહારાજશ્રી પાસે વાત મૂકી. થયું. મહારાજશ્રીએ મનમાં કંઇ ગણતરી કરી લીધી અને પછી કહ્યું, 'હું વિચારી જરૂર માર્ગ કાઢી આપીશ.' પછી વળતે દિવસે મહારાજશ્રી મારી સાથે ચાલ્યા. મેં તેમને અમારી સરસ્વતીવાડી દેખાડી. બધી વિગતો સમજાવી. વાત બરાબર સમજાય તે માટે તેમણે જરૂરી પ્રશ્નો મને કર્યા. બધું સમજી લીધા પછી પ્રસન્નતા અનુભવતાં તેમણે મને કહ્યું, 'છોટાલાલભાઇ! તમે મારા કહેવાથી ઘણા વર્ષો સુધી ગુરૂકુળનું કામ અથાગ મહેનત લઇને કર્યું છે. હવે આજે તે ઋણ અદા કરવાનો મને સમય આવ્યો છે. મને અહીં મારા ભકતોએ રૂપિયા ૫૦૦ હરદ્વારમાં ગંગા કાંઠે ખરચવા આપ્યા છે. પરંતુ આજે જ્યારે હું આવું સારૂં કાર્ય થએલું જોઉં છું અને કાર્ય માટે થએલ પુરુષાર્થ અને કાર્યકર્તાઓની તમન્નાના દર્શન કરૂં છું ત્યારે હું મનમાં એ મક્કમપણે વિચારૂં છું કે કે મારી ગંગા હરદ્વારમાં નહિ પણ અહીં જ છે. હું આ રૂપિયા ૫૦૦ તમને આપું છું અને બાકીની રકમ તમને આજે જ ભેળી કરી આપીશ.

મહારાજશ્રીના આત્મબળનું દર્શન આનાથી વિશેષ શું હોઇ શકે? એમણે કહ્યું, 'આજેજ સાંજે સભા ભરો.' અને તે સાંજે સભા મળી. મહારાજશ્રીએ– કહું કે એ મહાપુરુષે સભામાં પોતાની વેધક વાણી શરૂ કરી. સંપૂર્ણ શાંતિથી એમના શબ્દો ઝરતા જાય અને સભાજનોના

મસ્તક ડોલતાં જાય. સેંકડો માનવીઓમાં અદ્‌ભુત એવી તન્મયતા એમણે પોતાના શબ્દોથી ઉભી કરી. મહારાજશ્રીએ અંતમાં કહ્યું, 'મને વિશ્વાસ છે કે ખૂટતી રકમ ભેળી કરીને જ આપણે અહીંથી ઉઠીશું; અને પછી મહારાજશ્રીએ એક કેળવણીની સંસ્થા ખાતર ત્યાં એકઠા થયેલા સ્ત્રી, પુરુષો, બાળકો–બધા સમક્ષ પોતાનો હાથ લંબાવ્યો.

અને ત્યાં નાણાંનો વરસાદ થયો. બે જણ નામો લખવા બેઠા. લખનાર થાકયા પરંતુ રકમ જાહેર કરનાર એક પછી એક ઉભા થતાજ ગયા. માત્ર એક કલાકમાં જ ત્યાં ઘટતી રકમ રૂપિયા ૧૮૦૦૦ની એકઠી થઇ ગઇ. મહારાજશ્રીનો લોકો પર કેવો અદ્‌ભુત પ્રભાવ છે તેની આથી સૌને પ્રતીતિ થઇ, અને સ્વાર્થરહીત, સેવાપરાયણ અને સાદાઇભર્યું જીવનજ લોકો પર આવો પ્રભાવ પાડી શકેને!

મહારાજશ્રીએ ગુરુકુળ સંગીન પાયા પર મૂકયા પછી બીજા ભાઇઓને વ્યવસ્થા ચલાવવા સોંપ્યું. એક વ્યવસ્થા સમિતિ નીમાઇ અને સંચાલન થવા માંડયું. પરંતુ ગુરુકુળ એ તો મહારાજશ્રીનું પોતાનું એક અનોખું સર્જન હતું. તળપદી પ્રણાલિકાઓ દ્વારા, અનોખી રીતે મહારાજશ્રીએ એ સર્જન કર્યું હતું, એટલે થતી વ્યવસ્થાથી મહારાજશ્રીને જોઇએ એવો સંતોષ થતો ન હતો. ગુરુકુળ ચલાવનારા કાર્યકર્તાઓ તો સારી મહેનત લઇ સંસ્થા ચલાવતા હતા પરંતુ મહારજશ્રીની કલ્પનાની એ વ્યવસ્થા ન હતી અને તેથી એ મુંઝવણ અનુભવતા હતા તેમના માટે ધીમે ધીમે

પરિસ્થિતિ એવી ઉભી થઇ કે, કંઇ કહેવાય નહિ અને કંઇ સહેવાય નહિ. શ્રી છોટાલાલ જોષી લખે છે કે, 'આ પરિ-સ્થિતિથી અકળાઇ મહારાજશ્રીએ પછી મને એક દર્દભર્યો કાગળ લખ્યો અને કચ્છ બોલાવ્યો. મહારાજશ્રીની ઇચ્છા તો સર્વ કોઇને માટે શિરોમાન્ય હોયજ. હું કચ્છ પહોંચ્યો. મારી સાથે ખૂબ ચર્ચા કરી અને લાંબી ચર્ચા પછી અના-શકિત યોગને ગ્રહણ કરતાં એ સંત પુરુષે કહ્યું, 'છોકરીને સાસરે મોકલ્યા પછી તેમાં માથું મારવું, ત્યાં વધુ જવું-આવવું, નજીક રહેવું એજ ઘર્ષણનાં કારણો છે. હું હવે ગુરૂકુળની બાજુની ટેકરી પર ઝુંપડી બાંધીને રહીશ અને જરૂર હશે ત્યારેજ આવીશ.' આમ કહી એમણે મનને મજબૂત કરી લીધું અને પછી સંસ્થાના ભલા માટે ઝુંપડીમાં બેસી પ્રભુ પ્રાર્થના કરવામાં જ સમય ગાળતા, શાંતિ અનુ-ભવતા અને પ્રસન્ન રહેતા.'

આ ગુરૂકુળ જ્યારે સરકારને સોંપાયું ત્યારે મહા-રાજશ્રી બહુ પ્રસન્ન થયા હતા. પ્રસન્નતાના એમના ઉદ્‌ગારો હતા કે, 'તારા હાથમાં મારૂં બાળક સોંપાયું. હવે એ હંમેશને માટે ખીલશે, પ્રસન્ન રહેશે અને આનંદ અનુભવશે'

મહારાજશ્રી ટેકરી પરની પર્ણકુટિના આગળના ચોગાનમાં ઊભા હતા. ગુરુકુળ સરકારને સોંપ્યાનો મહા-રાજશ્રીને આનંદ હતો. તેઓ ટેકરી પરથી દૂર દૂર ઉભેલાં આલિશાન મકાનો પર નજર નાખતા હતા તો વળી સામે

દેખાતી લીલીછમ વાડીમાં પણ નજર ઠેરવતા હતા. કયારેક આશ્રમના મંદિરો પર ફરકતી ધ્વજા જોતા હતા તો વળી ઇશ્વરસાગરમાં હિલોળા લેતા નીરને જોવામાં તેઓ લીન થતા હતા.

મહારાજશ્રી નજર સામે જે સમૃદ્ધ ચિત્ર જોતા હતા એ એમનું જ સર્જન હતું. આજે તો એ સર્જન ફાલ્યું-ફુલ્યું હતું પરંતુ એ સર્જન કરવા પાછળ જે ભૂતકાળ પડયો હતો અને એ ભૂતકાળના પ્રસંગોને મહારાજશ્રી યાદ કરવા લાગ્યા ત્યારે એની પાછળ વર્ષોની સાધના અને મહેનત હતી. આ સાધના અને મહેનત એમની આંખ આગળ સરવરવાં લાગ્યાં.

મહારાજશ્રી સામે આવીને એક ચિત્ર ઉભું. વર્ષો પહેલાંની એ વાત. ગુરુકુળનું મકાન બંધાતું હતું. નીચે પથ્થરમાં પાયો નંખાતો હતો. ભારે અઘરૂં કામ. મહારાજશ્રી જાતે તડકામાં કલાકો સુધી ત્યાં ઉભા રહેતા અને સુરંગથી પત્થરને ઉડાડી દેવા માટે મજૂરો જે મહેનત કરતા તેને પ્રોત્સાહન આપતા. ઘણા આવીને મહારાજશ્રીને કહેતા કે મહારાજશ્રી આ કામ ઘણું અઘરૂં છે, એ નહિ થાય. ગુરુકુળના મકાનનો પાયો બીજે કોઇ સ્થળે નાખો. પરંતુ મહારાજશ્રીએ તેટલી જ મક્કમતાથી કહ્યું કે, ગુરુકુળના મકાનના પાયા આ ટેકરી પર જ પડશે. મારે આ ઊંચી જગા પરજ એ મકાન બંધાવવું છે.

મહારાજશ્રીના સાન્નિધ્યમાં ત્યારે રહેલા તેમના અનુયાયીઓએ કહ્યું હતું કે, ત્યારપછી મહારાજશ્રીએ પોતાનો નિવાસ જ લગભગ ત્યાં કર્યો. સુરંગો દ્વારા પથ્થરો ઉડાડી પાયો નાખવાનું કામ સારૂં એવું કપરૂં હતું, પરંતુ તેઓ હિમ્મત હાર્યા નહિ. ક્યારેક ક્યારેક તો ખુદ મકાન બાંધનાર અને મજૂરોની હિમ્મત પણ ડગી જતી પણ મહારાજશ્રી તેની સામે એવા ને એવા અડગ અને અણનમ ઉભા રહેતા. તેમનામાં ફરી વિશ્વાસ અને શ્રદ્ધા ઉત્પન્ન કરતા. મહારાજશ્રી કહેતાઃ નાહિંમત ન થાઓ, હિંમત હશે તો ભગવાન પણ મદદ કરશે. આપણે તો મરીને પણ આ કામ પૂરૂં કરવું છે.

આખરે અથાગ મહેનત પછી ગુરુકુળનો પાયો નંખાયો. સૌ ખુશી થયા અને મહારાજશ્રીના નિશ્ચયબળની તારીફ કરવા લાગ્યા.

મહારાજશ્રીએ જ્યારે જોયું કે પોતે ઉછરેલું બાળક સુરક્ષિત હાથમાં મૂકાયું છે ત્યાર પછી તેમણે ગુરુકુળ છોડી હરદ્વાર જઇ શેષ જીવન ગાળવાનો નિર્ણય કર્યો. હરદ્વાર જવા માટે નીકળવાનો વખત આવ્યો ત્યારે મહારાજશ્રીના દિલમાં ભારે મથામણ જાગી. એ મથામણ એ ગુરુકુળ સાથેના વર્ષોના પ્રેમ-બંધનનું કારણ હતું.

મહારાજશ્રી હરદ્વાર જવાની તારીખ નક્કી કરતા જતા હતા અને વળી પાછી એ તારીખ ઠેલતા જતા હતા. આમ કેટલાક દિવસો નીકળી ગયા. એક રાત્રે અધીં રાત્રે મહારાજશ્રી ઉઠીને બહાર ટેકરી પર મેદાનમાં આવ્યા.

તેમને ઉંઘ આવતી ન હતી. ગુરુકુળ છોડી શેષ જીવન હરદ્વારની તળેટીમાં ગાળી આત્મ–દર્શન કરવું એવો એક વિચાર વધુને વધુ દૃઢ બનતો જતો હતો. જ્યારે બીજી બાજુ ગુરુકુળ પ્રત્યેના પ્રેમનું બંધન એમને અહીં જકડી રાખતું હતું. આમ ખેંચતાણમાં તેઓ ભારે મુંઝવણ અનુભવી રહ્યા હતા. બહાર ઉભા ઉભા તેઓ વિચાર કરતા હતા કે, સ્થિતપ્રજ્ઞ અવસ્થાનું મહાત્મ્ય તો હું રોજ વાંચું છું. અનાશક્તિ યોગ વિષે તો મેં પોતે વ્યાખ્યાનો આપ્યાં છે, તો પછી આ બધું મારે માટે શું થઇ રહ્યું છે?

વિચાર કરતાં કરતાં વળી એમને એવા વિચારો પણ આવવા લાગ્યા કે વાત્સલ્ય–પ્રેમ એ પાપ તો નથી પણ અવગુણ પણ નથી. મને અહીં જે વસ્તુ જકડી રાખે છે તે આવો પ્રેમજ છે. તો સાચું શું?

મહારાજશ્રીએ તે રાત્રે ખૂબ ખૂબ વિચાર કર્યો અને છેવટે તેમણે મમને કહ્યું: 'હવે થોડું સમન્વય છે કે હું અહીં શા માટે જકડાઇ રહ્યો છું. વાત્સલ્યપ્રેમની વાત તો સાચી પણ એ પછી એ એક ચીજ છે જે મને અહીં જકડી રાખે છે અને તે ચીજ એ છે કે આ બધું સર્જન મારૂં છે એવું મને સતત્ ભાન રહ્યા કરે છે. પણ હું એ કેમ ભૂલું કે હું તો માત્ર નિમિત્ત છું, કરનારો તો મારો રામ છે; અને એણે જ આ બધું કર્યું છે તો એની ચિંતા પણ હવે એ રાખશે. હું શા માટે રાખું ?

ઉપરોક્ત વિચારોથી મહારાજશ્રીને થોડી શાંતિ

મળી અને બીજે દિવસે જ તેમણે હરદ્વાર જવા માટેની તારીખ જાહેર કરી

પણ માનવી વાત્સલ્ય પ્રેમને કયારેય ઉવેખી શકયો નથી મહારાજશ્રી જવા તૈયાર થયા તેમણે હાથમા એમનો દડ લીધો અને ધીમે ધીમે પગલે ટેકરી ઉતરી, શાત ડગ ભરતા ગુરુકુળના ચોગાનમા આવ્યા

મહારાજશ્રી ચોગાનમા આવી ઉભા એક પછી એક અનુયાયીઓ અને શિષ્યવર્ગ આવી તેમના પગમા પડવા લાગ્યા. ફરી વાત્સલ્યપ્રેમી હૃદય હચી ઉઠયુ અને મહારાજશ્રીની આખોમાથી ચોધાર આસુ વહેવા લાગ્યા

મહારાજશ્રીએ ફરી થોડા ડગ આગળ માડયા અને ત્યા કઇ સાભર્યુ હોય તેમ પાછા ગૌશાળામા પહોચ્યા ગૌશાળામા એકેએક ગૌમાતાની પીઠ પર તેમણે હાથ ફેરવ્યો અને વાત્સલ્યભરી દષ્ટિ ગાયો પર નાખી કેટલીક ગાયોને તો તેમણે આપેલા નામો પ્રમાણે તેમણે બોલાવવા માડી અને ફરી પાછી આખોમા આસુ સાથે તેમણે ત્યાથી વિદાય લીધી

આમ મમતાનુ બધન મહારાજશ્રીએ આખરે તોડી નાખ્યુ અને હરદ્વાર જઇ વસ્યા, પરતુ કોણ જાણે કેમ, અગમચેતીના એધાણ એમણે પારખ્યા હશે કે, પોતાનો સમાપ્ત થતો જીવનકાળ એ જોઇ શકતા હશે-એ ગમે તે હો, પરતુ જીવનના અતિમ કાળે એ ગુરુકુળમા પાછા

ખેંચાઇ આવ્યા અથવા તો સમજી વિચારીને પોતે આવ્યા; પરંતુ એમણે છેલ્લા શ્વાસો તો ગુરુકુળની ધરતી પર આવીને લીધા અને એજ ગુરુકુળની ધરતીમાતાનાં ગોદમાં સમાઇ ગયા.

સદ્ગત કવી કલાપિએ એક જગાએ લખ્યું છે કે, મૃગના પ્રેમબંધનમાં પડેલા એક ઋષિને જ્યારે આ દુનિયા છોડી જવાનો વખત આવ્યો ત્યારે મૃગને છોડી ચાલ્યા જવાનું તેને ભારે દુઃખ થતું હતું. ઋષિ આખરે આ જગતને છોડી અનંતનો યાત્રિ તો બન્યો, પરંતુ સ્વ. કલાપિ લખે છે કે, 'ઋષિ પાછો મૃગ થશે.' મહારાજશ્રીને આવું બંધનજ કદાચ ફરી પાછું ગુરુકુળમાં ખેંચી લાવ્યું હશે. અને મહારાજશ્રી હરદ્વારમાંથી નહિ પણ ગુરૂકુળની ભૂમિ પરથી જ અનંતના યાત્રી બન્યા.



# સંકલ્પ મૂર્તિ

## ( ૯ )

મહારાજશ્રી સાથેના સંભારણાંને સ્વામી માધવતીર્થ પ્રેમભાવે યાદ કરે છે. તેઓ તેમના સ્મરણો આલેખતાં લખે છે કે: મહારાજશ્રી ઉદ્ધવદાસજીનો પહેલો પરિચય મુંબઇમાં વીશનજીભાઇ કાનજીભાઇ શ્રોફને ત્યાં થયો હતો. અમારા બંનેના જીવનમાં કેટલીક સામ્યતા પણ હતી. મહારાજશ્રીએ ત્યારે કહેલું કે, જ્ઞાનનો પ્રચાર કરવા માટે અને આશ્રમમાં આવી સંસારી માણસો દિવ્ય વાતાવરણનો લાભ લઇ શકે તે માટે પૈસાની જરૂર પડે છે. અને તે માટે કેટલાક મહાત્માઓને મુંબઇ આવવું પડે છે. અમને પણ તે વાત સાચી લાગે છે. કારણ કે ધર્મનો પ્રચાર કરવો હોય તો પુસ્તકો લખવા પડે. આશ્રમ રાખવો પડે અને પત્રવ્યવહાર પણ રાખવો પડે અને તે માટે પૈસા જોઇએ. જો માત્ર અવધૂત કોટિમાં રહેવું હોય અને જ્ઞાનનો પ્રચાર કરવો ન હોય તો પૈસાની જરૂર નથી. પણ હાલના સમાજવાળા અને રાજ્યના પ્રધાનો એવા સાધુઓને પસંદ કરતા નથી. પંડિત જવાહરલાલ નેહરૂ તો એમ પણ કહે છે કે, જે સાધુઓ લોકો પાસેથી અન્ન અને વસ્ત્ર વગેરે લઇને પ્રજાને ધર્મ તરફ વાળતા નથી તે પાપ કરે છે.

આ પછી સ્વામી માધવતીર્થ લખે છે કે, મહારાજશ્રી ઉદ્ધવદાસજીએ અમને કહ્યું કે ઠંઇક ઉપદેશ

સંભળાવેલ. અમે કહ્યું કે કોઇને કાંઇ પ્રશ્ન હોય તો તે ઉપર કાંઇક વ્યાખ્યાન આપી શકાય. એટલે મહારાજશ્રી ઉદ્ધવદાસજીએ અમને એવો પ્રશ્ન પૂછયો કે, 'બ્રહ્મજ્ઞાન થયા પછી જ્ઞાની પુરુષ એ દશા ટકાવી કેમ શકતા નથી?'

અમે નીચે પ્રમાણે ખુલાસો તે વખતે કર્યો હતો. આ બાબત પર વધારે વિચાર કરીને સમજાવીએ તો તેનો નીચે પ્રમાણે ત્રણ રીતે ખુલાસો થઇ શકે છે.

૧ કર્મની દૃષ્ટિથી
૨ ભકિતની દૃષ્ટિથી
૩ જ્ઞાનની દૃષ્ટિથી

કર્મની દૃષ્ટિથી જોતાં એમ જણાય છે કે, માણસ તેના ભૂતકાળના સંસ્કાર તરત ભૂલી શકતો નથી અને તેથી જ્ઞાનમાં સ્થિતિ થતી નથી. ગીતામાં પણ કહેલ છે કે, જ્યારે માણસ બધી ઇચ્છાઓ છોડી આત્માથી આત્મામાં રહે છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ થાય છે.' એ કામ અઘરૂં છે. ભરત રાજા રાજ્ય છોડી જંગલમાં ગયા તોયે એક હરણના બચ્ચાંનું પાલન કરવામાં તેને એવી આસકિત ગઇ હતી કે, તેને હરણનો જન્મ આવ્યો હતો. અને પછી ત્રીજા જન્મમાં જડભરત રૂપે તે બ્રહ્મનિષ્ઠ થયા હતા. તેથી ગીતામાં કર્મના ત્રણ પ્રકાર સમજાવેલ છે. તેને સાત્વિક કર્મ, રાજસ કર્મ અને તામસ કર્મ કહે છે. ઘણા માણસો સારા કર્મ કરવાની ઇચ્છા રાખે છે અને કરે છે પણ કર્મનો કર્તા કોણ? તે સમજવાનો પ્રયત્ન કરતા નથી.

જૂના સંસ્કારોનું જોર પણ તરત જતું નથી. હિંદ સરકારે હાલમાં નવું ચલણ દાખલ કરેલ છે પણ માણસોને જૂના ચલણની એવી ટેવ પડી ગયેલ છે કે, નવું ચલણ તરત સ્વીકારી શકતા નથી. અંગ્રેજી તારીખની પણ પણ એવી ટેવ પડી ગએલ છે કે, સરકારે શરૂ કરેલ નવું કેલેન્ડર ઘણા પાળતા નથી. અંગ્રેજી ભાષા પણ તરત છોડી શકાતી નથી. તેવીજ રીતે અદ્વૈત બ્રહ્મની વાર્તા સાંભળ્યા પછી બ્રહ્મની વાર્તા સાચી લાગે છે. પણ જૂની ટેવને લઇને નવું ચલણ ચાલુ કરી શકાતું નથી. છતાં કેટલાક મહાત્માઓ બ્રહ્મદશાનો પરિચય વ્યવહારમાં પણ આપી શકે છે.

હવે ભક્તિમાર્ગની દૃષ્ટિથી જોઇએ તો બધા–પ્રાણીમાત્ર ભગવાનના સ્વરૂપ છે. છતાં બધા સાથે તેવી રીતે વર્તન કરવામાં બહુ મુશ્કેલી શરૂઆતમાં આવે છે. બધા ભગવાનનું રૂપ હોવાથી બધાને નમસ્કાર કરવા જોઇએ અને ફૂલ ચડાવી પૂજા પણ કરવી જોઇએ. પોતાનું ધન પણ ભગવાનનું છે એમ માનીને વાપરવું જોઇએ. નીતિમાં રહેવું હોય તો પરસ્રીને મા કે બેન માનવી જોઇએ; પણ ભક્તિ કરવી હોય તો પોતાની સ્રીને પણ મા માનવી જોઇએ. તે સિવાય ભગવદ્‌નિષ્ઠા થશે નહિ. શ્રી રામકૃષ્ણ પરમહંસે પોતાની સ્રીને મા માની હતી અને શ્રી. આનંદમયી માએ તેના પતિને પિતાજી માન્યા હતા. આ ભક્તિમાર્ગના ઉત્તમ નમુના છે.

ઉત્તમ ભક્ત બધામાં આત્માને અથવા ભગવાનને

જુએ છે. ને ભગવાનની નિત્ય લીલામાં બધાને નિત્ય રહેલા જુએ છે, અને જેઓ અજ્ઞાનમાં પડયા હોય તેમને ભગવાને વિરહ દશા આપેલી છે એમ માને છે. તે દશામાંથી નીકળવાનો તરફડાટ પણ ભગવાનની લીલામાં ઉપયોગી છે. જેમ પિતા પુત્ર રૂપે થાય છે તેમ ભગવાન અનેક રૂપ થયા છે. એવા અખંડ સ્વરુપનું જ્યારે ભાન થાય છે ત્યારે કોઇ પ્રકારનો ભય રહેતો નથી.

જ્ઞાનદૃષ્ટિથી બ્રહ્મનિષ્ઠાનો વિચાર કરીએ તો બીજા માણસના જીવનનો વિચાર કરવો તે ખોટું છે. સ્વપ્નમાં જેમ બીજા માણસના જીવનનો વિચાર કરવો તે નકામું છે તેમ જાગૃત દશામાં પણ એવું છે. જ્ઞાની પોતાની આખી અવસ્થાનો વિચાર કરે છે અને તેમાં બીજાની અવસ્થા પણ સમાઇ જાય છે. વાસ્તવમાં દરેક માણસ માત્ર પોતાની અવસ્થાજ જુએ છે. જ્ઞાન થાય ત્યારે જાગૃતની માયા દૂર થાય છે. જાગૃત તુચ્છ થાય છે, તેથી અદ્વૈત રહે છે. બીજા માણસો કેવા છે તેનો વિચાર જ્ઞાનીને માટે રહેતો નથી. જો માણસ બીજાની પંચાતમાં પડે નહિ તો તેને જરૂર ભગવાનના દર્શન થાય અથવા બ્રહ્મ નિષ્ઠા થાય.

હિંદમાં જે વખતે સાહિત્ય અને શિક્ષણ ઓછું હતું ત્યારે નીતિ વધારે હતી અને હાલના કાળમાં સાહિત્ય અને શિક્ષણ વધ્યું છે છતાં નીતિ ઓછી થએલ છે તેનું કારણ એ છે કે પહેલાં લોકો પાસે આખા જીવનની યોજના હતી. હાલમાં બહારની કેટલીક સગવડો વધી છે પણ તે

સાથે અંતઃકરણમાં ચિંતાઓ પણ વધતી જાય છે.

ધર્મ દ્વારા ભગવાનની સાથે માણસનો સંબંધ થાય ત્યારે અપૂર્ણ જીવને પૂર્ણ પરમાત્માની સાથે સંબંધ થાય છે અને તે વખતે અહંકારનો નાશ થાય છે. સમાજમાં સામાન્ય રીતે એક અપૂર્ણ માણસનો સંબંધ બીજા અપૂર્ણ માણસની સાથે થાય છે.

માણસના જીવનમાં સંબંધ અથવા સંગ ઉપર ઘણો આધાર છે. તેનાથી દર્શન ફરે છે અને જ્યારે દર્શન ફરે છે ત્યારે દૃશ્ય પણ ફરે છે. સામાન્ય દર્શનમાં જ્ઞેય પ્રમાણે જ્ઞાન રહે છે. બ્રહ્મદર્શનમાં જ્ઞાન પ્રમાણે જ્ઞેય રહે રહે છે. જેવું સ્વપ્નમાં બને છે તેવું જાગ્રતમાં પણ બને છે.

જ્ઞાનમાર્ગમાં પણ તરત બ્રહ્મ સ્થિતિ આવતી નથી. તેથી યોગ વસિષ્ઠમાં જ્ઞાનની સાત ભૂમિકા આપેલી છે. તેને શુભેચ્છા, વિચારણા, તનુમાનસા, સત્ત્વાપતિ, અસંસક્તિ, પદાર્થાભાવિની અને તુરીયા કહે છે. જ્ઞાન ચોથી ભૂમિકાએ થાય છે પણ જ્ઞાનની સ્થિતિ માટે અને આનંદની તારતમ્યતા માટે ઉપલી ત્રણ ભૂમિકા કલ્પેલી છે.

ટૂંકામાં, કોઇ પણ રીતે નવું ચલણ સ્વીકારવું પડશે. જૂના ચલણ માટે સરકારે બે ત્રણ વર્ષની છૂટ આપી છે, છતાં નવી ટેવ જેમ જલદી પાડીએ તેમ લાભ છે. તેવીજ રીતે બ્રહ્મ ભાવે રહેવાની ટેવ પાડવી જોઇએ. હું માણસ છું એ ખોટું ચલણ છે અને જૂનું ચલણ

છે. તે ઊંઘમાં, અને મનોરથમાં ફરી જાય છે તે લાંબો વખત ચાલશે નહિ, તેથી સત્સંગ કરીને નવું ચલણ ચાલુ કરવું જોઇએ.'

શ્રી. વિશનજી કાનજી શ્રોફને મહારાજશ્રીમાં આ યુગના યુગપ્રવાહો ઝીલતા સંતના દર્શન થયાં હતાં. શ્રી શ્રોફ એક પ્રસંગ વર્ણવતાં લખે છે કે, 'મહારાજશ્રી એક વખત મુંબઇ આવ્યા હું એમને મળવા ગયો. રસ્તામાં મને વિચાર તો આવતા હતા કે, ધર્મની વાતો કહેનારા એ કોઇ સાધુ પુરુષ હશે. હું ત્યા પહોચ્યો ત્યારે મહારાજશ્રી ભજન ગાતા હતા. ભજનમાં એવા તો તલ્લીન હતા કે આજુબાજુ શુ ચાલી રહ્યું છે એનો એમને ખ્યાલ પણ ન હતો

ભજન પૂરૂં થયા પછી એમણે માનવધર્મ પર પોતાના વિચારો દર્શાવ્યા એમણે કહ્યુ કે, 'આત્મવત સર્વ ભૂતેષુ' એજ સિધ્ધાંતને લક્ષમાં રાખીને માનવીએ માનવજાત માટે પોતાની સેવા આપવી જોઇએ પણ પછી એમણે કહ્યું, 'ભુખ્યાને અન્ન, માંદાની માવજત, બાળકોને વિદ્યાદાન, એ રીતે સમાજને, દુખીઆઓને ઉપયોગી થવું એ એક મોટો માનવધર્મ છે. એક મહંત પાસેથી આવી વાણી સાભળી મને બહુ નવાઇ લાગી. મહંત પાસે તો ધાર્મિક માન્યતાઓ, ધર્મગ્રંથના પાઠો, ચર્ચા, પૂજાવિધિ, જપ-મંત્ર વગેરેના ઉપદેશની આશા રખાય. પરંતુ તેને બદલે અહીં તો જનતા જનાર્દનની સેવા કરવાના નગદધર્મનો ઉપદેશ મળ્યો. આથી હું એમના પ્રત્યે ખૂબ આકર્ષાયો, તેમાં પણ

વળી મેં એમને ખાદીના પહેરવેશમાં જોયા. આમ બધાં કારણોને લઇને મને એમના પ્રત્યે ખૂબ આકર્ષણ જાગ્યું અને મેં એમને મારા પૂજ્ય ગણ્યા.

શ્રી. શ્રોફ જણાવે છે કે, પછી તો એમની સાથે મારો પરિચય ખૂબ વધ્યો અને એ સંબંધ એક પિતા-પુત્ર જેવો બન્યો. મારા સામાજિક અને વ્યવહારિક જીવનમાં એમણે મને ખૂબજ માર્ગદર્શન આપ્યું હતું અને મારી ઘણી મુંઝવણો ટાળી હતી. એમના નિકટ સહવાસમાં આવ્યા પછી અધ્યયન તરફ એમણે મને સારી રીતે રસ લેતો કર્યો હતો.

શ્રી. શ્રોફ વધુમાં લખે છે કેઃ મહારાજશ્રી ઉદ્ધવદાસજી વાંઢાય ઇશ્વર આશ્રમના મહંત હતા છતાં મહંત તરીકેની મહત્તા તેમણે કયારેય દર્શાવી નથી. આશ્રમમાં ઉજવાતા ઘણા સમારંભોમાં એક સામાન્ય સેવક તરીકે સેવા આપતા તેવી જ રીતે ઇશ્વરરામ ગુરુકુળનાં એઓશ્રી આદ્ય સ્થાપક તથા મુખ્યાધિષ્ઠાતા હોવા છતાં ગુરુકુળનાં દરેકે દરેક કાર્યમાં નાનામાં નાનું કાર્ય કરવામાં પણ એમણે ક્ષોભ અનુભવ્યો નથી. એમણે સ્થાપેલી તેમજ એમની સંચાલિત સર્વ સંસ્થાઓમાં એઓશ્રીએ તન, મન અને ધનથી સહર્ષ અજોડ સેવા આપી છે. સાધુ તરીકે એમને સર્વ વર્ગ પ્રત્યે સમાન દૃષ્ટિ હતી છતાં પણ કચ્છી જનતા પ્રત્યે એમને વિશેષ પ્રેમ હતો, કારણ કે કચ્છની, જનતાનો મોટો ભાગ ગરીબ અને અલ્પ શિક્ષણવાળો હોવાથી એ

પ્રજાનાં શિક્ષણ અને સંસ્કારનો વિકાસ કેમ થાય એ સદાય એમનું દ્રષ્ટિબિંદુ હતું જ. એઓ નિવૃત્ત જીવન ગાળવા માટે શ્રી હરદ્વાર ગયા. ત્યાં થોડા સમય રહ્યા બાદ એમને, કચ્છી જનતા માટે ત્યાં ખાસ કોઇ સ્થળ ન હોવાથી, કચ્છીઓ પોતાનું સ્થાન માને એવો એક આશ્રમ સ્થાપવાની ઇચ્છા કરી. તે માટે જાતે પરિશ્રમ કરી હજારો રૂપીઆ એકત્ર કરી એક આદર્શ આશ્રમની સ્થાપના કરી–જ્યાં કચ્છી જનતા અગર અન્ય વર્ગમાંથી કોઇને પણ વાનપ્રસ્થ અને અને શાંતિમય જીવન ગાળવું હોય તો તે ગાળી શકે એ મુજબનો પ્રબંધ છે. તેમણે ઘણા સાધુઓ અને કેટલીક ગરીબ બ્હેનોને ખાસ કચ્છમાંથી બોલાવી તે પ્રદેશની તીર્થયાત્રા કરાવી છે.

ગરીબો પ્રત્યે એમને ખૂબ જ પ્રેમ હતો. એમનામાં વચન-સિદ્ધી હતી જ. એ માટે એમને અભિમાન ન હતું. એવી એક સત્ય ઘટના પાંચ છ વરસ પહેલાં–સને ૧૯૫૩ માં બની હતી જે નીચે મુજબ છે: એમના જ એક શિષ્ય અને મારા મિત્ર આર્થિક સ્થિતિને કારણે ખૂબ જ મુંઝાએલા હોવાથી ઘર છોડી કયાંક ચાલ્યા ગએલા. એમને માટે ઘણા સ્થળોએ તપાસ કરવામાં આવી પણ પત્તો ન મળ્યો. કેટલાક માસ પછી, જ્યારે, મહારાજશ્રી મારા નિવાસ સ્થળે રોકાયા હતા ત્યારે એમના પત્ની મહારાજશ્રી પાસે આવી ખૂબ જ આક્રંદ કરવા લાગ્યાં. મહારાજશ્રીનું હૃદય દયાળુ હતું જ. એમણે થોડી પળો

ધ્યાનસ્થ થઇ તે બ્હેનને થોડા સમય માટે એક વ્રતનું સેવન કરવા કહ્યું, અને એમનાં પતિ ત્રણ માસની અંદર ઘેર આવશે એવું આશ્વાસન આપ્યું. એ બ્હેને એ વ્રતનું શ્રદ્ધાપૂર્વક પાલન કર્યું અને બરાબર દોઢ મહિનામાં એમના પતિની ભાળ લાગી અને એ ભાઇ ઘેર આવ્યા. એ બંનેએ મહારાજશ્રીનો બહુ જ આભાર માન્યો. આજે પણ એ ભાઇ આનંદથી પોતાના કુટુંબ સાથે જીવન વ્યતિત કરી રહ્યા છે.

શ્રી કૃષ્ણદાસ પંજુઆણી મહારાજશ્રી ઉદ્ધવદાસજીને એક સંકલ્પમૂર્તિ તરીકે અંજલિ આપે છે. સંકલ્પની સિદ્ધિ સમા આ સાધુ પુરુષને અંજલિ આપતાં એમણે લખ્યું છે કે, મહારાજશ્રી જીવનની હરેક પળે કર્મરત રહેતા અને એમના રોમેરોમમાં સાધુતા ભરી હતી. ગુરુકુળની સંસ્થાને કારણે હું એમના નિકટ સમાગમમાં આવ્યો હતો અને મને એ સ્પષ્ટ દેખાયું હતું કે એમની સાધુતા માત્ર બાહ્ય ક્રિયાકાંડમાં જ ન હતી, પણ જનકલ્યાણ અર્થે સતત્ કર્મરત રહેવામાં જ એમણે સાચી સાધુતા માની હતી. ગુરુકુળ સંસ્થા સામે ઝંઝાવાતો આવ્યા હતા. પરંતુ મહારાજશ્રીએ સંસ્થાના પાયામાં શુદ્ધ ચારિત્ર્ય અને નિર્મળ તથા નિઃસ્વાર્થ સેવાવૃત્તિ પૂર્યાં હતાં અને તેથી જ સંસ્થાની સામેના ઝંઝાવાતો ટકરાઇને પાછા વળતા હતા.

મહારાજશ્રીએ ગુરુકુળ માટે મુંબઇમાં દોઢ લાખનું ફંડ તાત્કાલિક એકઠું કર્યું હતું તે તેમની સંકલ્પ સિદ્ધિનું જ

સીધું પરિણામ હતું. શ્રી પંજુઆણી લખે છે કે, મહારાજશ્રીમાં સંકલ્પ બળની શકિતનો ખૂબ સંચાર થયો હતો. જ્યારે જ્યારે એઓશ્રી કોઇ પણ કાર્ય કરવા માટે સંકલ્પ કરતા -નિશ્ચય કરતા ત્યારે ત્યારે એ કાર્ય પૂરું કરતા જ. મહારાજશ્રી ઇચ્છતા કે ગુરૂકુળ કાયમ રહેવું જોઇએ અને એમનો આ સંકલ્પ એટલો દૃઢ હતો કે, સરકારને સોંપાયું ત્યાં સુધી ગુરુકુળને એમણે ચલાવ્યું જ. મહારાજશ્રીએ આમ અતૂટ એવા સંકલ્પ બળનું માધુ સમાજ માટે એક અનોખું દૃષ્ટાંત પૂરું પાડયું છે.

મહારાજશ્રીના જે અનુયાયીઓ હતા, જે ભકતો હતા તે મહારાજશ્રી પ્રત્યે અતૂટ એવી શ્રદ્ધાથી જોતા હતા. આ શ્રદ્ધા આવા ભકતોને ઘણીવાર મહારાજશ્રીમાં ચમત્કારો જોતી હતી, પરંતુ ખરી રીતે તો એ અતૂટ એવી શ્રદ્ધાનું પરિણામ હતું. એને લગતો એક પ્રસંગ આલેખવા જેવો છે.

મહારાજશ્રી ઉધ્ધવદાસજી એક વખત મુંબઇમાં હતા ત્યારે તેમના એક પરમ ભકત આશારીઆ કરશને તેમને પોતાને ત્યાં વરલી પરના મકાન પર નોતર્યા. મહારાજશ્રીનું પ્રવચન મકાનમાં ત્રીજે માળે રાખવામાં આવ્યું હતું અને ત્યાં મંડપ બાંધવામાં આવ્યો હતો. ખૂબ ગરમીના એ દિવસો હતા. મહારાજશ્રીને સાંભળવા મોટો સમુદાય એકઠો થયો હતો, પરંતુ ગરમી એટલી અસહ્ય હતી કે એ ગરમી કોઇથી સહન થઇ શકતી ન

ન હતી એટલે લોકો ધીમે ધીમે મંડપ છોડીને નીચે ખુલ્લામાં સૂવા જવા લાગ્યા. મહારાજશ્રીના ભકત આશારીઆ કરશનને આ રૂચ્યું નહિ એટલે આજીજી કરતા કહેવા લાગ્યા કે, જરા બેસો, મહારાજશ્રી આપણને કાંઇક બોધ કરશે એટલે તેમને સાભળવા બેસીએ. પણ આશારીઆને બહુ દાદ મળી નહિ અને લોકો જવા લાગ્યા. એકાદ જણાએ આશારીઆને ચોકખું, પરખાવી દીધું કે, 'હેડી ગરમી મેં કેર મરધાં, મહારાજ કે ત ધંધો નાય, વરી કીં ઉપાધિ ખણી આયા હુધા અસાંજા છોકરા હેડી ગરમી મેં રીંગણે વારીજી ખફાઇ વંજેતાં.' મહારાજશ્રીના ભકત આશારીઆ મુંઝાઇ પડયા અને નિરુત્સાહ થઇ એક બાજુ જઇ બેસી રહ્યા મહારાજશ્રી ભકતની આ મુઝવણ જાણી ગયા અને કહેવા લાગ્યા, તમે લોકોને શું કામ રોકો છો ? જેમને પ્રેમ હશે તે જરૂર બેસશે, પરંતુ જબરદસ્તીથી તમે બેસાડશો તો તે બેસશે છતાં તેનું ચિત્ત તો બીજે હશે તો તેને પ્રવચનથી કશો લાભ થવાનો નથી. માત્ર ચાર શ્રોતાઓ હશે તો પણ હું પ્રવચન કરીશ. પ્રેમથી પ્રવચન સાંભળનારા ચાર ભકતો બેચિત્ત રહીને સાંભળનારા ચારસો કરતાં વધુ છે અને પછી પોતાના ભકત આશારીઆને આશ્વાસન આપતા કહ્યું કે,

મનકી જાણે તનકી જાણે, જાણે ચિત્તકી ચોરી,
ઉસકે આગે કયા છુપાઇએ, જીસકે હાથમેં દોરી.

ગરમીથી કંટાળી લોકો નીચે ખુલ્લામાં તો ગયા,

પરંતુ ત્યાં તો થોડીવારમાંજ પવન જોરથી ફૂંકાવા લાગ્યો અને વાદળ ચડી આવ્યાં અને મુશળધાર વરસાદ પડયો. ગરમીથી મહારાજશ્રીના પ્રવચનનો ત્યાગ કરી ગએલા લોકો ફરી મંડપમાં આવીને બેઠા અને પ્રવચન સાંભળવા લાગ્યા. મહારાજશ્રી હસ્યા, સૌને આશીર્વાદ આપ્યા અને મીઠી ટકોર કરતાં કહ્યુ કે, તમે ભકતનું કહ્યું નહોતા માનતા પરંતુ ભગવાનની લાકડી લાગી એટલે પોતાની મેળે દોડતા આવ્યા. આ એક અકસ્માત હતો, પરંતુ મહારાજશ્રીના ભકત આશારીઆને મન એ ચમત્કાર નીવડયો અને તેમણે ગદ્‌ગદ્‌ થઈ મહારાજશ્રીને પ્રણામ કર્યા. મહારાજશ્રીએ તે દિવસ પછીથી બે કલાક સુધી એક-ધારૂં પ્રવચન કર્યું.

મહારાજશ્રી શ્રેષ્ઠ એવી જીવનશકિત ધરાવતા હતા એમણે હરદ્વારથી હિમાલયના ચાર ધામ–બદ્રીનાથ, કેદાર-નાથ, ગંગોત્રી અને જમ્નોત્રી તીર્થની ૬૦૦ માઈલની પદયાત્રા કરી હતી. એમની સાથે આ પદયાત્રા કરનારા ઠા. પરશોત્તમ પ્રેમજી પણ હતા. એ કહે છે કે, પૂ ઉધ્ધવ-દાસજી સાથે હરદ્વારથી હિમાલયના ચ.ર યાત્રાધામોમાં પગપાળો પ્રવાસ કરવાનો સુઅવસર મને પ્રાપ્ત થયો હતો. મહારાજશ્રી સાથે આમ છસો માઈલની પગપાળા મુસાફરી મેં કરી હતી. મહારાજશ્રી સાથે ખુબજ ઉત્સાહથી પહા-ડોમાં અમે પર્યટન કરતા હતા અને મહારાજશ્રી યુવાનોને પણ શરમાવે તેવા તનમનાટ અને તરવરાટથી અમારાથી

આગળ ને આગળ રહેતા હતા. મહારાજશ્રીની પદયાત્રા વેળા પણ રાત્રે અમે ચટ્ટીમાં આરામ કરતા ત્યારે તેઓ ઉપદેશ કરતા હતા અને અમને વારંવાર કહેતા હતા કે, 'પરહિત-સરીસ ધર્મ નહિં ભાઇ.'

મહારાજશ્રીએ જ્યારે જ્યારે પણ પોતાના શિષ્યોને શીખ આપી હતી ત્યારે ત્યારે જનકલ્યાણની ભાવનાને તેમણે હંમેશા મોખરે રાખી હતી. તેઓ તેમના શિષ્યો તેમજ ભકતોને કહેતા કે, 'આ દેહ કંઇ એશઆરામ માટે નથી પરંતુ માનવ સેવા માટે છે.' તેઓ એમ પણ કહેતા કે માનવ દેહ હરહમેંશ આવવાનો નથી. માનવ દેહ એ આ દુનિયાના વહેતા કાળપ્રવાહમાં વહી જતું સામાન્ય તણખલું નથી પરંતુ દીર્ઘ દૃષ્ટિથી, પ્રબળ પ્રવાસ કરી, દુનિયાના સારાનરસા કાળપ્રવાહમાંથી બચાવી લઇને, સતત્ માનવ સેવા કરી સલામત કિનારે પહોંચાડવાની આ દેહ નૌકા છે.' અને આ સંત પુરૂષે એ માત્ર કહીને નહિ પણ કરીને બતાવ્યું.

સોલંકી માલશી જીવરાજે મહારાજશ્રીના સાન્નિધ્યમાં ઘણો સમય ગાળ્યો છે. તેઓ લખે છે કે, 'પૂ. મહારાજશ્રી અનેક સંકલ્પોની સિદ્ધિ સમા હતા. આ જગતના અલ્પ અને ગરીબ જીવો પ્રત્યે આ મહાન સંતની તીવ્ર અનુકંપા હતી. કોઇ પણ નિરાધાર, અલ્પ જીવને તેઓ દુઃખી દેખતા કે, તેમનું મહાન દયાળુ હૃદય દ્રવી ઉઠતું. અને તે માટે તેમણે 'ઇશ્વરરામજી દ્વારા'માં પ્રસાદીની' ગોઠ-

વણુ રાખી હતી અને કોઇ પણુ ક્ષુધાતુર માનવી આ દ્વારાથી પાછો ગયો હોય એવું કદી પણુ બનવા પામ્યું નથી. ક્ષુધાતુરને અન્નથી માત્ર સાંત્વન તેઓ ન આપતા પરંતુ સાથે સાથે તેના મનના દુઃખોનું પણુ નિવારણુ કરવા પ્રયાસ કરતા.

શ્રી સોલંકી જણાવે છે કે, 'પૂ. ઉદધવદાસજીના આધ્યાત્મિક પ્રવચનનો પ્રભાવ ભારે હતો. આધ્યાત્મિક પ્રવચન અને ભજન વડે મહારાજશ્રી ગમે તેવા માનવીને પીગળાવી નાખતા. તેઓ જ્યારે ભજન કરવા બેસતા ત્યારે ભજનાનંદમાં એવા ભાવાવેશમાં આવી જતા કે, તેમના નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગતો અને બેઠેલા તમામ ભાવિક ભકતોને એવા ભાવમાં લાવી મુકતા કે જાણે ત્યાં હાજર રહેલો માનવસમુદાય સમાધિમાં ગરકાવ થયેલો ન હોય ? આવું અદ્દભૂત વાતાવરણુ તેઓ ભજન વખતે સર્જી શકતા.' મહારાજશ્રીના ભકતો કહેતા કે આ તેમની યોગસિદ્ધિની પરાકાષ્ઠા હતી પણ ખરી રીતે એ તન્મયતાની જ પરાકાષ્ઠા હતી

તેમની રાષ્ટ્રીય ભાવનાને અંજલિ આપતાં શ્રી સોલંકીએ જણાવ્યું છે કે, આધ્યાત્મિક ક્ષેત્રે તેમની મહાન સિદ્ધિઓ હોવા છતાં રાષ્ટ્રીય ક્ષેત્રે પણુ તેમની ભાવના તેથીજ વિશાળ હતી. રાષ્ટ્રીય કાર્યોમાં પણુ આ સંત પુરુષે અનોખી ભાવનાઓનું સર્જન કરાવી રાષ્ટ્ર પ્રત્યે પણુ આપ-

ણુને જે ફરજો બજાવવાની રહે છે તે પૂર્ણપણે સમજાવવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો. અને સાથે સાથે તેઓ પોતે પણ જ્યાં જ્યાં જરૂર જણાઈ ત્યાં ત્યાં રાષ્ટ્રસેવા કરવાનું ચૂકયા નથી. દુષ્કાળ, રેલ સંકટ કે અન્ન સંકટ વખતે પણ તેઓ માનવ પ્રત્યેની દયા ભૂલ્યા નથી.

અને મહારાજશ્રી સ્પષ્ટવકતા પણ હતા. ગમે તેવા માનવીને તેઓ તેને શુદ્ધ સ્વરૂપમાં પોતાને જેવો દેખાય તે રીતે વર્ણવી બતાવતા. અને ભૂલો તેમને સ્પષ્ટપણે કહી તેમના દોષોનું નિવારણ કરવાનું કહેતાં તેઓ જરા પણ અચકાતા નહિ. તેમના તરફથી નિખાલસ ભાવે આ રીતે મળતી સત્ય શિખામણથી ઘણા માનવીઓનો ઉધ્ધાર થયો છે, અને સતકાર્યો થવાં પામ્યાં છે. આ તેમની વિશિષ્ઠ સિધ્ધિ હતી.

બાળક પ્રત્યે મહારાજશ્રી બાળક જેવું હૃદય રાખી તે રૂપ બની જતા. મોટા પ્રત્યે મોટાનું હૃદય અને મહાન પ્રત્યે મહાનનું હૃદય, સંત પ્રત્યે સંતનું હૃદય, એમ જેવી જેવી ભાવનાઓ તેવું તેવું તેમનું હૃદય. આમ જે જે માનવ સમુદાય તેમના પરિચયમાં આવતો તે તે ભાવનાવાળા પ્રત્યે તેઓ તે રૂપ બની જતા અને તેથી દરેકને આ સંત મારા છે એ ભાવના રહેતી. માનવમાત્ર પ્રત્યે તેઓ તે રૂપ બની જતા અને તેથી દરેકને તેમના પ્રત્યે શ્રદ્ધા રહેતી. માનવ માત્ર પ્રત્યે સહિષ્ણુતા અને અનુકંપા એ તેમના વિશાળ હૃદયની સાક્ષીરૂપ હતાં.

મહારાજશ્રીને લાગ્યું કે પોતે હવે અનંતના યાત્રી બનવાને પંથે છે અને તેથી તેઓ હરદ્વાર છોડી કચ્છમાં આવ્યા, અને ઇશ્વરરામજી ગુરુકુળમાં રહેવા લાગ્યા. થોડા સમય પછી તેમણે હરદ્વારથી પોતાના શિષ્ય વાલદાસજીને કચ્છમાં બોલાવ્યા. એમના એ શિષ્ય લખે છે, 'તા. ૧૨-૯-૫૬ ના હું દશેક દિવસ માટે પૂ. મહારાજશ્રીના પત્ર મુજબ કચ્છ વાંઢાય આવ્યો. તે વખતે પૂ. મહારાજશ્રીએ કહ્યું કે હવે શ્રી ગુરુ અને દાદા ગુરુની સમાધી અહીં છે અને હવે અહીં તેમના ચરણોમાં જ હું રહીશ. મને ઘણું દુઃખ લાગ્યું. મેં કહ્યું કે આપની તબિયત સારી થાય એટલે તુરત હરદ્વાર પહોંચી આવશો. એમણે મને સમજાવી શાંત પાડયો. હરદ્વાર આશ્રમ બાબત મને કહ્યું કે, તને સોંપી દઉં (મહંત બનાવું) કે કમિટિને સોંપું. મેં કહ્યું કે આપની આજ્ઞા હું પાળીશ. મેં પૂછયું કે, આપને શું યોગ્ય લાગે છે? તેઓશ્રીએ કહ્યું કે. ઉપાધિ જોઇએ તો મહંત બનો અને શાંતિથી ભજન કરવું હોય તો આશ્રમ કમિટિને સોંપું. મેં પછી રાજીખુશીથી કહ્યું કે, આશ્રમ કમિટિને સોંપો. મને તેમણે પછી આજ્ઞા આપી કે આશ્રમની સેવા તે મારી ચરણ સેવા સમજજો.'

અને આ સંત પુરુષ, આ યુગના આ સંત પુરુષ તા. ૧૩-૧-૫૭ના અનંતના યાત્રી બન્યા, બ્રહ્મ નિર્વાણ પામ્યા. ઇશ્વરરામજી ગુરુકુળમાં પોતાના ગુરુ અને દાદાગુરુની જોડ એમણે પણ અનંત એવી સમાધ લીધી.

પૂ. મહારાજશ્રીના બ્રહ્મનિર્વાણ થવાથી તેમના સંખ્યાબંધ ભકતો અને અનુયાયીઓને પારાવાર દુઃખ થયું છે અને તેમના અસંખ્ય ભક્તોએ પોતાની તળપદી ભાષામાં એ દુઃખ વ્યકત કર્યું છે એ બધું અહીં લઇએ તો પાનાંનાં પાનાં ભરાય. આમ છતાં ભકતોના એ દુઃખની થોડીક પંકિતઓ અહીં લીધી છે.

એમના એક ભકત માવજી જયરામ એમને અંજલિ આપતાં કહે છે :

'ઉંચ નીંચના ભેદ ભૂલી મેં, કર્યાં સેવા નિષ્કામ
અજ્ઞાનિ મેંને અંતર રેલ્યાં; પ્રભુ પ્રેમ પેગામ.'

એજ ભક્ત અંજલિ આપતાં કહે છે કે,

'જીવન હતું જ્યાં લગી, મથીઓ પરને કાજ
હરિતણી હાકલ થતાં, એણે અપની છોડી લાજ

દુઃખીયું હતું અંતર જેનું, દુઃખીજનોને કાજ
પરાર્થે કસોટી પિંડની લીધી સજી સેવાના સાજ.'

એમના એક બીજા ભકત દેવદાસ ગ્લાનિ વ્યકત કરીને જણાવે છે કે,

'ઓધવરામ ગુરૂ તુમ બીના કેમ જાશે ઘડી,
તમે ગયા અમર લોકમાં, દાસ રહ્યા છે પડી.'

વૈદ્ય વજાંગ મા. પરમાર એમને શ્રધ્ધાંજલિ આપતાં કહે છે:

'મનતણા મહેરામણને
વળી દિલ તણા દરિયાવ તમે
દયા ધર્મ તણા ધુરંધર ને
તપ-ત્યાગ તણા મહાભાર ધરે

* * *

સત્ય તણા સુપૂજક ને
શીલ ગુણ તણા ભંડાર તમે
સુધીર સુવીર ગંભીર અને
ગુરુ જ્ઞાની મહા સમર્થ તમે

* * *

ત્યાગનું ભાખ્યું તમારૂં
તેજ સૌ સંસારીએ
બ્રહ્મચર્યનુ ભાખ્યું ભિષણ વ્રત
(આ) જગતનાં નરનારીએ

* * *

સમદૃષ્ટિની દીઠી છટા
વસુધૈવ કુટુમ્બકમ્
જીવતર થકી જીવી ગયા
રે... સંત ઉધ્ધવદાસ આ

પૂ. મહારાજશ્રીના એક ભક્ત માવજી ભાનુશાળી મહારાજશ્રીને પુષ્પાંજલિ અર્પતાં ઉદ્‌ગાર કાઢે છે કે:

ધન્ય એ ધરતી મયા જ્યાં તું સમ જન્મયો મહાત્મા
સત્યે ત્યાગ જડયાં ક્ષમા તું ઉર ઓધવરામજી
મુકવી જે મુશ્કેલ માયા જબરી જાળ
તેં કીધાં ખાંડા ખેલ, અળગાં ઓધવરામજી

*  *  *

અજ્ઞાની અબુજ, અણુ દેખતાં આવ્યા ઘણાં
સાચી તેને સુજ, આપી ઓધવરામજી
નિર્મળ ગંગા નીર, વાણીએ વહેતાં હતાં
એ હિમાળાનાં હીર, આવ્યાં ઓધવરામજી
વડલા સમ વિશાળ, છાંયો ને રૂપ અર્પતો
જોગી સમ એ ઝાડ, ઉખડયો ઓધવરામજી
ઘડનારે સૃષ્ટિ ઘડી, માનવ સરજ્યાં મૂલ
તેમાં રહ્યો અમૂલ, અજાણુ ઓધવરામજી

બારોટ ગોપાલ ધનરાજે પૂ. મહારાજશ્રીને અંજલિ આપીને કહ્યું છે કે:

ઉત્તમ કોટી અવતર્યો, જોતી રૂપ સુજાન
સફ્લ જનમ સંસારમેં, ઓધવ કીનો આજ

*  *  *

પરિશ્રમ બિન જન પરમપદ, મૃગ મૃગજલ ભ્રમંત
નિગમ તત્વ તેં નિગૃહ્યો, ઓધવસમા અનંત

. . .

ત્રિગુણ રૂપ ગુન તત્વ હો, તું ગ્રગુ નિગમ નિદાન
ભવ માનુષ ઉઋણુ ભયો, પુરગુ બ્રહ્મ પિછાન

. . .

દેહિક જનક વિદેહ જયો, નિસ્પૃહી નિર્લેપ
કમલ જળવત્ જગ જીવી, ઓધવ રહ્યો અલેપ

પૂ. મહારાજશ્રીના ભકત ચંદ્રસિંહજી રતનસિંહજી જાડેજા મહારાજશ્રીની યાદમાં કહે છે :

ઘણા માર્ગ ભૂલ્યા એવા માનવીઓ કુપંથને રાહે ગયા'તા ચડી
વિવેકથી વાળીને વશ કર્યા, શુદ્ધ સત્ય સનાતન ધર્મ ભણી,
જનસેવાની મેખ એ મહંતતણા જાણે જીવન સાથ હતેલ જડી
ઉપદેશક ઉદ્ધવરામ જતાં, એની આજ ખરેખર ખોટ પડી.

પૂ. મહારાજશ્રી આજે સદેહે તો અનંતના યાત્રી બન્યા છે. પરંતુ એમના કાર્યો અને એમાંથી નિષ્પન્ન થતી સુવાસ તો સદાકાળ જીવંત રહેશે.

સંત ઉદ્ધવદાસજીના પરમ ભકત શેઠ હરિદાસ વેલજીને એમનો નિકટતમ્ પરિચય હતો. શ્રી હરિદાસભાઈ મહારાજશ્રીના ગાઢ સંબંધમાં આવ્યા હતા. સંત

ઉદ્ધવદાસજીને એમણે 'મહાન શક્તિશાળી' સેવાભાવી કહીને અજંલિ આપી છે. તેઓ લખે છે : 'ઇશ્વરા કે પરમેશ્વરા' સાંભળી જેમ વંદનીય પૂજ્ય સ્વ. શ્રી ઇશ્વર રામજી મહારાજ યાદ આવી જાય છે તેમ 'હરી ૐ' ઉચ્ચારણ સાંભળતાં જ પરમ પૂજ્ય સ્વ. શ્રી ઉદ્ધવદાસ મહારાજ નજર સામે ખડા થાય છે.

સંન્યાસાશ્રમમાં દાખલ થનારે ભગવાં વસ્ત્રો પહેરવા જોઇએ એવી માન્યતા જે જમાનામાં પ્રવર્તતી હતી તે વખતે પણ મહારાજશ્રી ઉધ્ધવદાસજી સ્વચ્છ સફેદ સાદી કફની પહેરતા તેથી તેમની પવિત્રતા અને આડંબરથી દૂર રહેવાની ભાવના કેવી હતી તે જાણી શકાય છે.

વાંઢાય આશ્રમના ગાદીપતિ હતા તે વખતે તેઓએ ખરેખરી માનવસેવા કરી. સંન્યાસાશ્રમમાં રહેનાર માયાથી દૂર રહે છે અને છેવટે આ સંસારથી વિમુખ બની જાય છે. મહારાજશ્રીએ તો સંન્યાસી બની બતાવી આપ્યું કે માનવ કલ્યાણ કેમ થાય છે. સંસારથી કે સમાજથી દૂર રહીને નહિ પણ સમાજમાં ઓતપ્રોત થઇને, સંસારીઓને હરઘડીએ યોગ્ય દોરવણી આપીને, સંસારીઓને ઉપયોગી થાય તેવી સંસ્થાઓ ઉભી કરવામાં અને તેવી ઉપયોગી સંસ્થાઓ વધુ વિકાસ પામે તેના માટે તન, મન અને ધનનો ભોગ આપનારાઓને શોધી કાઢવાનું નિસ્વાર્થી કાર્ય તેઓએ જીવનના વિલય સુધી કર્યું. તેમના હાથેથી જે કંઇ થયું છે તે આજે પણ આદર્શ ગણાય છે અને

ફુલતું ફાલતું રહ્યું છે.

મહારાજશ્રીનો અભ્યાસ મામુલી હતો પણ તેમને આશ્રમમાં જે આધ્યાત્મિક તાલીમ અને સંતોની સેવા કરવાનો મોકો મળ્યો તે કારણે તેઓ મહાન શકિતશાળી વ્યકિતઓની પંકિતમાં ગણી શકાય. આશ્રમનું વ્યવસ્થિત સંચાલન, શ્રી ઇશ્વરામજી ગુરુકુળની સ્થાપના અને પ્રગતિ, અંધશાળા, ખેતી વિભાગ, વિગેરે અન્ય પ્રવૃત્તિઓ જેમણે નજરે જોઇ હશે તેને એમ જરૂર લાગ્યું હશે કે તેઓ ખરેખર કુશળ વહીવટકર્તા હતા.

આશ્રમમાં હોવા છતાં તેઓ રૂઢિચૂસ્ત ન હતા. તેમની આથી અનેક ટીકાઓ થતી પણ હિંમતથી તેઓ સાચી વસ્તુને સમજ્યા પછી રૂઢિના કારણે પડતી ન મૂકતાં વળગી રહેતા. હરિજન ભાઇઓને કેટલાક કાર્યમાં રોકી તેમણે બતાવ્યું કે, ઇશ્વરના સર્જેલાં માનવી માત્ર એક સરખાં જ છે. હિંદુ ધર્મમાં અન્ય કોઇને યોગ્ય પણ સ્થાન છે એવો પ્રચાર પોતાના જાનના જોખમે કર્યા કર્યો.

સમાજના અંગો મજબુત બનાવવા સામાજીક સંસ્થાઓ કેમ ફૂલેફાલે તેની તેઓ કાળજી રાખતા. ગમે તે વર્ગના ભાઇ સામાજીક સંસ્થા અંગે તેમની દોરવણી માગતા એ સંસ્થાઓની તેથી પ્રગતિ જાણી તેમનો આત્મા પ્રફુલ્લિત થતો. કચ્છમાં ખાસ કરીને તેમણે ઘણી જ્ઞાતિઓ –સમાજમાં પ્રાણ પૂર્યા છે અને પ્રકાશનો દીવો સળગાવી આપ્યો છે.

શ્રીમંત વર્ગને તેઓ હુમેશાં 'પડકાર' કરતા હતા. સાથોસાથ ગરીબોના બેલી હતા. સર્વોદયનો સિદ્ધાંત તેમના અંતરાત્મામાં જડમૂળથી જ ઘર કરી ગયો હતો. દરેક વર્ગને માનવસેવા અર્થે કંઇક કરવાનો મંત્ર આપતા. કોઇને પાઇ ન આપનાર શ્રીમંતો પાસેથી તેમણે સારાં દાન કરાવ્યાના દાખલા છે. ચાલુ માણસો પાસેથી સારાં દાન કરાવી તેઓએ ઘણાંને આશ્ચર્યમાં મૂકી દીધાં છે.

નિખાલસતા અને સત્યવકતાપણું એમનાં લોહીના અણુએઅણુમાં વ્યાપક હતું. નાજુક પરિસ્થિતિમાં નિખાલસતાથી ઉંધું વળી જશે એમ બધાને ભય લાગે જ, પણ તે વખતે પણ તેઓ અડગ રહી વર્તતા અને ધાર્યું કરી શકતા. હૃદયને કઠોર કરી સાચું બોલી નાખતા અને ઉપસ્થિત થએલા પ્રસંગને ઉકેલતા. સાચું બોલવાથી કોઇના દીલને દુઃખ થશે કે કોઇ દુભાશે તેમની ચિંતા તેમને ન રહેતી. આથી તેઓ સૌનો પ્રેમ જીતી શકયા હતા.

મહારાજશ્રી ઉદ્ધવદાસ મહાપુરૂષ હતા એમ હરિદ્વારમાં પણ તેમના પરિચયમાં આવનાર કહી રહ્યા છે. સાધુ વર્ગે એક મહાન સાધુ ગુમાવ્યો છે, સામાજીક સંસ્થાઓએ એક ખરો પ્રાણ ખોયો છે. શ્રીમંત વર્ગનો એક સહૃદયી સલાહકાર અદૃશ્ય થયો છે. ગરીબોનો બેરુ જતો રહ્યો છે. ધર્મનો એક સ્થંભ તૂટી ગયો છે. સેવાનો એક દીવડો ઓલવાઇ ગયો છે. ભાનુશાલી જ્ઞાતિનો એક વીર લાડકો ઇશ્વરના ઘર આંગણે પહોંચી ગયો છે.

ખરેખર, મહારાજશ્રી ઉધ્ધવદાસ માતા મદાલસાના જે શ્લોકનું રટણ કરતા અને ઉપદેશ આપતા તેવી ગતિને પામ્યા છે. મદાલસાએ કહેલું :

शुद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि
संसार माया परिवर्जितोऽसि ॥
संसार स्वप्नं त्यज मोहनिद्रां
मदालसा वाक्यमुवाच सुपुत्रम् ॥

ओम् शांतिः ओम् शांतिः ओम् शांतिः



## પૂ. મહારાજશ્રીની આત્મકથામાંથી

[ મહાત્મા શ્રી ઉદ્ધવદાસજીએ પોતાના જીવનકાળ દરમ્યાન અમૂલ્ય ઉપદેશો આપ્યા હતા. એમની ભાષા સરળ અને સચોટ હતી. એઓ જે કંઈ કહેતા અને લખતા તે સ્પષ્ટ રીતે કહેતા. પૂ. ઉદ્ધવદાસજીએ જનસમૂહ માટે કેટલુંક ઉપદેશાત્મક લખ્યું છે. એ લખાણ એમની આત્મકથામાં મૂળ હિંદીમાં છે. અહીં એ ઉપયોગી સમજીને એમના કેટલાક લખાણમાંથી અનુવાદ કરીને મૂકીએ છીએ. સંત ઉદ્ધવદાસજીના ભકતોને એ માર્ગદર્શક થઇ પડશે એ નિઃશંક છે. ]

### દૈનિક ક્રિયા પ્રકરણ

दुर्लभो मनुष्यो देहो।

શ્રીમદ્ ભાગવતમાં જનક રાજાએ કહ્યું છે કે, ચોરાસી લક્ષ યોનિમાં મનુષ્ય દેહ અતિ દુર્લભ છે; અને દેવતાઓ પણ આ ભારત ભૂમિમાં મનુષ્ય જન્મ લેવાની ઇચ્છા કરે છે. આવા ઉત્તમ મનુષ્ય દેહને પ્રાપ્ત કર્યા પછી કેટલાક મંદભાગ્ય જીવો દૈનિક ક્રિયા ન જાણતા હોવાથી પોતાનું આયુષ્ય વ્યર્થ રીતે વ્યતિત કરતા હોય છે. આવા મનુષ્યો ખાવું, પીવું, મોજમજાહ કરવી અને તેને માટે ધન કમાવું એને જ દૈનિક ક્રિયા સમજતા હોય છે અને એજ ક્રિયામાં તેઓ પોતાનું સારૂં એવું જીવન વ્યતિત કરે છે.

અને આવા મૂરખ મનુંષ્યો, શાસ્ત્રીય પધ્ધતિએ દૈનિક ક્રિયા કરતા મનુષ્યો કરતાં પોતાને મોટા જ્ઞાની માનતા હોય છે, અને સુધારક કહેવડાવે છે.

આવા સુધારકોની દૈનિક ક્રિયા હું અહીં સંક્ષિપ્તમાં બતાવું છું.

તેઓ સવારે આઠ અથવા નવ વાગે ઊઠે છે અને ઉઠીને તરત જ વર્તમાનપત્ર જુએ છે; પછી ચાહ પીએ છે અને એક બીજા સાથે ગપાટા મારે છેઃ અમેરિકા, ફ્રાન્સ, રશિયા, જર્મની, જાપાન વિ. દેશોમાં યુધ્ધ ફાટી નીકળ્યું છે. આપણા ભારતમાં બંગાલમાં નુકશાન થયું છે, ગુજરાતમાં વધુ વરસાદને લીધે નુકશાન થયું છે. અને કપાસમાં મંદી આવી છે, અને એરંડામાં તેજી આવી છે; આવી આવી વાતો કરી સમયનો વ્યય કરે છે. દશ-અગિયાર વાગે સ્નાન કરે છે, પછી ભોજન કરે છે, પછી ગાડી અથવા મોટરમાં પેઢી પર જાય છે. ત્યાં જઇને પોતાના ધંધામાં લીન થઇ જાય છે. પાંચ વાગ્યા સુધી ધંધો-ઉધમ કરી, હવા ખાવા જાય છે અને ત્યાંથી ઘેર ભોજન પતાવી સિનેમા-નાટક જોવા જાય છે, અથવા કામાંધ બનીને વિષયો-આસકત બને છે. આમ એક-દોઢ વાગે પાછા ઘરે આવે છે. અને નિદ્રાધીન બને છે. આવી રીતે પોતાનું આયુષ્ય વ્યર્થ રીતે ઓછું કરીને મહા આનંદ માણે છે. આમ પશુવત્ જીવન વ્યતિત કરતા હોય છે,

જેવી રીતે પશુ આહાર, નિદ્રા, ભય, મૈથુન વિગે-

રેમાં દિનરાત પસાર કરતા હોય છે એવી જ રીતે આવા મનુષ્યો દિનરાત દૈનિક ક્રિયા કરતા રહે છે.[1] ભૂલ-ભૂલમાં પણ તેઓ ક્યારે ય પ્રભુ-ભજન કરતા નથી. તેઓ દેવ-દર્શન, કથાકિરતન, અને સત્સંગને પાખંડ માનતા હોય છે; અને દેવ-દર્શન કરવાવાળાની મશ્કરી કરતા હોય છે. આવી રીતની દૈનિક ક્રિયા કરવાવાળા આ વર્તમાન સમયમાં અનેક છે. આથી જેઓ ભાવિક, શ્રધ્ધાળુ અને સાત્વિક જીવો છે તેઓ માટે પંરપરાથી ચાલી આવતી ઋષિ-મુનિઓ અને ધાર્મિક ગૃહસ્થોની શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર દૈનિક ક્રિયા બતાવું છું.

પ્રાતઃકાળમાં બ્રાહ્મમૂર્તમાં (૪ વાગે) ઊઠીને પ્રથમ પોતાના બંને હાથ અરસ-પરસ મેળવીને જોવા અને નીચેનો મંત્ર બોલવો :

कराग्रे तिष्ठति लक्ष्मीः करमूले सरस्वतीः
करमध्ये तु गोविंदः प्रभाते कर दर्शन ॥

એમ બોલીને હથેલીનું દર્શન કરવું. કારણ કે હાથના અગ્ર ભાગમાં લક્ષ્મીનો વાસ છે. હાથના મધ્ય ભાગમાં સરસ્વતીનો વાસ છે, હાથના મૂળ-પ્રદેશમાં ગોવિંદનો વાસ છે. આમ ઊઠીને હસ્ત-દર્શન કરવું; કારણ કે જેના-તેના મુખના દર્શનથી આખોય દિવસ વિક્ષેપમાં જાય છે.

આમ હસ્ત-દર્શન કર્યા પછી પાણીથી કોગળા કરી આસન પર બેસી પાંચ-દસ મિનિટ પ્રભુધ્યાન કરવું;

અથવા પ્રભુના નામનો ઉચ્ચાર કરવો. પછી દાંત સાફ કરવા તથા શૌચાદિ ક્રિયા પતાવવી. શૌચ ગયા પછી માટી અને પાણીથી હાથ ધોવા. ત્યાર પછી ઠંડા અથવા ગરમ પાણીથી સ્નાન કરવું. સ્નાન કર્યા પછી પ્રભુ અથવા ગુરુની મૂર્તિ સન્મુખ રાખી આસન પર બેસી પૂજા કરવી અને ગીતા વિ. નો સમય પ્રમાણે પાઠ કરવો.

ત્યાર પછી સ્વચ્છ વસ્ત્રો ધારણ કરીને માતા-પિતાને તથા ઇતર વડીલોને નમસ્કાર કરવા, પોતાનાથી નાના હોય તેને 'જયહરિ' અથવા 'રામરામ' કહી બોલાવવા અને ત્યાર પછી પોતાના ઘરમાં દૂધ કે જે કંઇ ઉપલબ્ધ હોય તે પોતાનાં બાળકો, ભાઇ-બહેનો સાથે બેસીને ગ્રહણ કરવું. દશ-અગિયાર વાગે નિયમે મુજબ ભોજન લેવું. નિયમિત અને સમયસર ભોજન લેવાથી શરીરમાં રોગ આવતા નથી. અનિયમિતતાથી તંદુરસ્તી બગડે છે. ભોજન બાદ અરધો કલાક આરામ કરવો પછી પોતાના ધંધા-ઉદ્યોગમાં લાગી જવું. સાંજે કામ-ધંધેથી પાછા ઘરે આવીને દેવ-દર્શન કરવાં, પછી રાત્રિ ભોજન કરવું અને પછી કુટુંબના બધા સભ્યો સાથે બેસીને રામાયણ અથવા ભગવદ્‌ગીતા અથવા અન્ય કોઇ ધાર્મિક ગ્રંથનું વાંચન કરવું. પછી દસ-વાગે સૂઇ જવાના સમયે પોતાની પથારીમાં બેસી નિદ્રા આવે ત્યાં સુધી પ્રભુના નામનું સ્મરણ કરવું.

ઉપરોકત ગૃહસ્થો માટેની દૈનિક ક્રિયા વર્ણવી; તેથી

વ્યવહાર અને પરમાર્થ બંને સિધ્ધ થાય છે, મનુષ્ય જન્મ સફળ થાય છે, જીવન સફળ થાય છે, જગતમાં કીર્તિ વધે છે. આથી ભાવિક ભકતોએ ઉપર કહી એ રીતે જ પોતાનું જીવન વ્યતીત કરવું અને કોઇની દેખાદેખી કરવી નહિ. પોતાના વડીલોની પદ્ધતિ અનુસરવી અને શાસ્ત્ર–મર્યાદા જાળવવી; કારણ કે જે જીવો જેવાં કર્મ કરે છે તે અનુસાર તે તે જીવોને તેવાં ફળ પ્રાપ્ત થયા કરે છે.

यद् करुते तद्मिसंपर्त्त ।

ઇય ધર્મશાસ્ત્રનું વાકય છે કે,—

જેવી કરે છે કરણી તેવી તમામ ફળે છે,
બદલો ભલા બૂરાનો અહીંનો અહીં મળે છે.

° ° °

બીજી લોકોકિત છે કે,—

ગઇ પલ પાછી ફેર ન આવે
મૂરખ મૂઢ ગમાર

° ° °

અને બીજું એક વાકય,—

કાલ કરે સો આજ કર, અને આજ કરે સો અબ,
અવસર બીત્યો જાત હૈ ફીર કરેંગે કબ ?

° ° °

આથી મારાં પ્રિય ભાઇઓ અને બહેનો, ઉપરોકત રીતે દૈનિક ક્રિયા કરશો.



( ૨ )

મારા પ્યારા સુજ્ઞ બંધુઓ તથા બહેનો, આપની સમક્ષ ગુરુકૃપાથી ઉદ્‌ભવિત યથાર્થ જ્ઞાન હાર્દિક રીતે રજૂ કરું છું. એ જ્ઞાનને આપ આપની નિર્મલ અને સ્થિર બુદ્ધિ વડે અને શુદ્ધ ભાવનાથી સાર ગ્રહણ કરશો એની મને સંપૂર્ણ શ્રધ્ધા અને ખાતરી છે. જે રજૂ કરવાથી મારું જીવન સફળ થશે. એ મારા આ જીવન દરમિયાન મહા અનુભવી વૃધ્ધો અને મહાપુરુષોના સત્સંગ દ્વારા તથા શાસ્ત્રોના અભ્યાસ થકી મેં જે કાંઇ મેળવ્યું છે તે આપને કહું છું.

એ મહાન વસ્તુ એવી છે કે જેની પ્રાપ્તિ વડે બધી જ પ્રાપ્તિ થાય છે; અને જેને માટે ચક્રવર્તી રાજાઓ રાજ છોડીને ઉત્તરા ખંડમાં જઇને મહાન તપશ્ચર્યા કરવા માંડે છે, અને યોગી, યતિ, સંન્યાસીઓ પણ જપ-તપ, વ્રત, તીર્થ, સંયમ અને નિયમ મેળવવા સર્વ ભોગ-વિલાસ છોડીને અથાગ પ્રયત્ન કરે છે, તો પણ ભાગ્યવશાત્ કોઇકને જ તે પ્રાપ્ત થાય છે. સંસારી લોકો પણ તેટલા માટે જ દાન-પુણ્ય કરે છે; પરંતુ, તેની પ્રાપ્તિ થતી નથી. અને ઇંદ્રાદિ દેવો પણ તેને માટે મહાન પ્રયત્નો કરે છે; છતાં પણ તેની પ્રાપ્તિ થતી નથી. જેના સમાન ત્રણેય લોકમાં એકેય એવી વસ્તુ નથી, એને પ્રાપ્ત કરનારા 'ભારતના મહાન' પુણ્યશાળી આત્માઓ- જેવા કે, પ્રહલાદ ધ્રુવ, અંબરિષ, હરિશ્ચંદ્ર, મીરાં અને નરસી મહેતા આદિ

અનેક ભકતજનોની અખંડ કીર્તિ ભારતમાં પ્રસિધ્ધ છે. અને તે વસ્તુની પ્રાપ્તિ વડે જ કૃતકૃતાર્થ બન્યાં છે. ત્રણેય લોકનાં રિધ્ધિસિધ્ધિ તે વસ્તુને જ આધીન છે. આથી મનુષ્ય જન્મ મેળવીને તે વસ્તુ પ્રાપ્ત કરવાના પ્રયત્નો કરવા તે બુદ્ધિમાન મનુષ્યોનું કામ છે; અને નહિ કે પામર મનુષ્યોનું આથી સુજ્ઞ અને વિચારવંત મનુષ્યોએ તેની પ્રાપ્તિ માટે પ્રયત્નો કરવા જોઇએ.

હવે એ વસ્તુ શું છે તે આપને વિદિત કરૂં છું; જેનું નામ છે-ઇશ્વર પ્રસન્નતા. હવે તેની પ્રાપ્તિ માટેનાં સાધનોનું વર્ણન કરું છું. જેમાંનું એક મુખ્ય સાધન બધાને મળવું મુશ્કેલ છે. કોઇક પુણ્યશાળીને પૂર્વજન્મના પ્રભાવે કે વૃધ્ધ માતા-પિતા, દિનદુઃખિયા અથવા સંતપુરુષની સેવાના ફળરૂપે પ્રાપ્ત થાય છે. આ એક જ સાધન વડે ઇશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે, અને આ સાધન વડે જ ખુદ ઇશ્વર પણ ભકતોને આધીન બની જાય છે, ભકતોની પાછળ પાછળ ફરે છે અને નૃત્ય કરે છે. ઇશ્વર સર્વસ્વ પોતાના ભકતને આપી દે છે, અને પોતાની માયા જે લક્ષ્મી છે તથા પોતાના ભાઇ જે બલભદ્ર છે તેનો પણ ત્યાગ કરી દે છે. ઇશ્વર આ સાધનવાળા ભકતોની સમક્ષ રહ્યા કરે છે, એક ક્ષણ પણ તેને છોડતો નથી. આ એક એવું સાધન છે જેનો મહિમા મીરાં, નરસીંહ તથા ગોપીઓએ જાણ્યો હતો. આ મહિમાને જાણવાવાળા ભારત-ભૂમિમાં અધિક તો નહિ; પરંતુ કયાંક કયાંક પવિત્ર

ભૂમિમાં છે ખરાં, અને તેને ભાગ્યશાળી જીવો જ ઓળખી શકે છે.–આવું આ એક સાધન છે–એ શું છે?

જેનું નામ પ્રેમ છે. જેને આધીન ઇશ્વર પ્રસન્નતા છે. હવે આ પ્રેમ-પ્રાપ્તિ માટે ઇતર સાધનોનું હું વર્ણન કરૂં છું.

પ્રેમનો મહિમા સંત તુલસીદાસજી નીચેના શબ્દોમાં ગાઇ ગયા છે.

राम राम सब कोइ कहे
ठग ठाकुर अरु चोर,
बिना प्रेम रीजे नहि,
तुलसी नंद किशोर ॥

વિદ્યા એ મનુષ્યનું ભૂષણ છે અને ગુપ્ત ધન છે અને આથી જ સ્વામીશ્રી શંકરાચાર્યે વેદ–પઠનની પ્રથમ શીખામણ આપી છે. હવે વેદ શું છે એ સમજવાની ઘણી જ જરૂર છે.

આ કલિકાળમાં દંભી લોકોએ પોતાના સ્વાર્થને ખાતર, વેદના સાચા સિધ્ધાંતો જાણતા હોવા છતાં, અનેક પંથ અને મતમતાંતર, પોતાની યુક્તિ-પ્રયુક્તિ વડે ઉપજાવીને પોત–પોતાના ભાવિકોને પોતાને આધિન રાખવા માટે પોતાને વેદરૂપ મનાવ્યા છે. અને આમ પોતાના પંજામાં ભાવિકોને ફસાવીને ધન એકઠું કરે છે. આવા તો હજારો લોકો છે. આથી વેદ શબ્દ શું છે તે પ્રથમ

જાણવું જોઇએ. સાક્ષર પુરૂષો તો ઇતર ગ્રંથોના વાંચન-પઠનથી જાણી લે છે; પરંતુ તદ્દન નિરક્ષર લોકો-ગામડામાં રહેવાવાળા લોકો માત્ર બળદ ચલાવવાનું અને ખાવા-પીવાનું જ જાણે છે. આટલું જ જાણવાવાળા ખેડુતો પાસે જઇને દંભી લોકો પોતાની વાણીના પ્રભાવથી તેમને ફસાવે છે. માટે 'વેદ' શબ્દ પ્રથમ જાણી લેવો બહુ જરૂરી છે. આથી હવે હું તે પક્ષપાત રહિત યથાર્થ કહું છું.

વેદનો મૂળ મંત્ર પણ વેદજ છે, અને ઉપનિષદ્ તથા ષટશાસ્ત્ર, અઢાર પુરાણ તથા અનેક ઋષિ-મુનિઓ પ્રણિત ગ્રંથને વેદ કહેવાય છે. આમાં અનેક ભાષા-ગ્રંથો પણ છે તેમજ મહાત્માઓની વાણી અને ભજનો પણ વેદ કહેવાય છે.

આમાં લોકો ભ્રમણામાં પડી જાય છે. આથી નિષેધનો ત્યાગ અને શુભનું ગ્રહણ એવો તાત્પર્ય જે વાણીમાં હોય તેને વેદ માનવા જોઇએ. વેદનો પણ અભિપ્રાય એવો જ છે. ભગવાને શ્રી ગીતામાં અર્જુનને દૈવી સંપત્ અને આસુરી સંપત્ કહી છે. દૈવી એટલે શુભ અને આસુરી એટલે અશુભ. શુભ-અશુભ જાણ્યા વિના ત્યાગ-ગ્રહણ થઇ શકતું નથી. અશુભનો ત્યાગ અને શુભના ગ્રહણ વગર જીવ ઉચ્ચ ગતિને પ્રાપ્ત કરતો નથી. આથી જ સ્વામીજીએ બહુ જ ભારપૂર્વક વેદ-પઠન માટે કહ્યું છે. આથી મારા પ્યારા ભક્તજનો, તમે વૃદ્ધ હો તો પણ અક્ષરજ્ઞાન જરૂર લેજો અને તમારા સંતાનોને તો કરજ કરીને પણ

પણ સારી રીતે વિદ્યાભ્યાસ કરાવજો, એના જેવું પુણ્ય કાર્ય બીજું કોઇ નથી. આ વિદ્યાથી વ્યવહાર અને તેને લગતાં ધન–માન પ્રાપ્ત થાય છે, અને જેના વડે પ્રભુ–પ્રસન્નતા પ્રાપ્ત છે એવો પ્રેમ ઉત્પન્ન થાય છે. મૂળ સાધન વિદ્યા છે.

હવે હું બીજા પદનો અર્થ કરૂં છું :
तत् उदितं कर्म सु...नुष्ठीयतां ॥

વેદમાં કહ્યું છે કે કર્મો સારી રીતે કરવાં–અને સ્વામીની પણ એવી જ આજ્ઞા છે. હવે કર્મ કોને કહે છે, તેનું અહીં વર્ણન કરું છું. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રીભગવાન કૃષ્ણે ત્રણ પ્રકારના કર્મો બતાવ્યાં છે. જેવાં કે કર્મ–વિકર્મ–અકર્મ; આમાંથી પ્રથમ હું અ–કર્મ બાબત કહું છું–જેનું નામ નિષિધ કર્મ છે અને તેનાં બીજાં નામો દુષ્ટ કર્મ અથવા ખરાબ કર્મ છે. આ નિષિધ કર્મ એ શું છે તેનું વર્ણન સારી રીતે ગીતાજીમાં ભગવાન શ્રીકૃષ્ણે આસુરી સંપત્ નામ રાખીને કર્યું છે. આ ઉપરાંત રામાયણ આદિ ગ્રંથોમાં તેનું વર્ણન છે; જેવું કે દારુ પીવા પર, પર-સ્ત્રી ગમન પર અને હિંસા કરવા પર; તદૃઉપરાંત કામ, દંભ, ઇર્ષા, નિંદા, આશા, તૃષ્ણા, ચોરી, મશ્કરી, દ્રોહ કરવો, પરધન લઇ લેવું વિગેરે સઘળાં નિષેધ કર્મો છે. આવાં બધાં કર્મોને વેદ-શાસ્ત્રોએ અને મહાપુરુષોએ ન કરવાની આજ્ઞા કરી છે. એ બધાં નિષેધ કર્મો અથવા અ-કર્મો છે. એમાંથી કોઇ ગમે તેવી મહાન

આપત્તિમાં પણ કરવાં નહિ કારણ કે કરતી વખતે તે બહુ સારાં લાગે છે, પરંતુ તેનાં ફળ બહુ વિપરિત ભોગવવા પડે છે અને ચોર્યાસી લાખ અવતારોમાં કેટલાક અવતારો બહુ કષ્ટદાયક હોય છે, જેવા કે અશ્વ, ઉંટ, હાથી, બળદ, ગધેડાં, કુતરાં વિ. આ બધા જ અવતાર અતિ પાપનાં ફળ છે; કારણ તેઓ ખાવા–પીવામાં પણ પરતંત્ર છે અને મનુષ્યને આધીન રહેવું પડે છે.

આવા પ્રાણીઓને બોજ ઉપાડીને રાતદિન ચાલવું પડે છે અને ખાવા–પીવાની ઇચ્છા હોય તો પણ મળતું નથી. ભૂખ–તરસથી વ્યાકુળ હોવા છતાં અને શારીરિક બીમારી હોવા છતાં બોજ ઊઠાવીને ખેંચવો પડે છે. અંતરમાં અત્યંત કષ્ટ હોય છે. પરંતુ જિંહા ઇંદ્રિય વગર કોને કહે? પોતાના પૂર્વજન્મના નિષેધ કર્મોનાં ફળ રોતાં રોતાં ભોગવે છે અને એવી જ રીતે મનુષ્યો પણ પોતાના નિષેધ કર્મોનાં ફળ ભોગવે છે. જાણવા છતાં તેવા મનુષ્યો એ નિષેધ કર્મોને છોડતા નથી, આથી સજ્જનોએ અકર્મોથી હમેશાં દૂર જ રહેવું અને કોઇ પણ પરિસ્થિતિમાં તેવાં કર્મો કરવાની ઇચ્છા થાય તો પણ દાંતમાં દાંત ભરાવીને તેવી ઇચ્છાનો ત્યાગ કરવો એનું જ નામ પુરુષ–પ્રયત્ન. પુરુષાર્થવાદિ બનીને નિષેધ કર્મોનો ત્યાગ કરવો.

હવે વિ–કર્મ કોને કહેવાય તે બતાવું છું:

વ્યવહારિક કામોમાં જેનો ઉપયોગ હોય તેને વિકર્મ

કહેવાય છે. આવાં વિકર્મો વગર દેહાદિક વિ. નો નિર્વાહ થઇ શકતો નથી. આથી પ્રાણી માત્ર તે કર્મો કરે છે. જેમ કે કેટલાક ખેતી કરે છે, કેટલાક વેપાર કરે છે, કેટલાક નોકરી કરે છે. પ્રાણી માત્ર–રાજા, રંક, સાધુ–સંન્યાસી, બ્રહ્મચારી, પોતપોતાનું અને પોતાના કુટુંબનું ભરણપોષણ કરવા માટે ઉદ્યોગ કરે છે. આવા ઉદ્યોગ વડે ધન પ્રાપ્ત થાય છે, અને એ ધન વડે ખાવાપીવાની અને પહેરવા–ઓઢવાની વસ્તુઓની પ્રાપ્તિ થાય છે. આવો વ્યવહાર પરંપરાથી ચાલ્યો આવે છે. આમાં એટલો ભેદ છે કે જે બુધ્ધિમાન પુરૂષ છે તે પોતાના દેહ અને કુટુંબના નિર્વાહ પૂરતું ધન મેળવે છે અને સાત્વિક જીવન ગુજારે છે. જેના વડે કોઇને દુઃખ ન પહોંચે, શાસ્ત્રોનો વિરોધ ન થાય, એવી રીતે સાત્વિક ધન પેદા કરે છે અને કુટુંબનું પાલન કરે છે, તથા દાન–પુણ્ય પણ કરે છે. કેટલાક લોકો માત્ર પોતાના કુટુંબનું પાલન થઇ શકે એટલું જ ધન કમાય છે. જ્યારે કેટલાક તામસી જીવો આશા–તૃષ્ણાના મોહમાં તણાઇને આખીય જિંદગી ધન કમાવામાં વેડફી નાખે છે. કરોડપતિ બન્યા પછી પણ તેઓને સંતોષ થતો નથી અને આમોદ–પ્રમોદમાં એ ધનનો વ્યય કરે છે, પરંતુ કોઇને પણ એક કોડી પણ આપતા નથી; તેમજ ધર્મ અને ઇશ્વરને જાણતા પણ નથી, અને આખીય જિંદગી એવા વિકર્મોમાં વ્યતિત કરીને આ સંસારમાં ધુમતા રહે છે.

આથી બુધ્ધિમાન મનુષ્યોએ અતિસૂક્ષ્મપણે વિચાર

કરવો જોઇએ. અને એ સૂક્ષ્મ વિચાર દ્વારા પોતાના અલ્પ આયુષ્યનો વિચાર કરીને જીવન ટકાવવા માટે જીવનથી વધુ ધનનો સંગ્રહ નથી કરતાં. માત્ર દેહનો નિર્વાહ કરવા પૂરતાં વિકર્મો કરે છે. કેટલાક, જેઓ પૂર્વજન્મના સંસ્કારી યોગભ્રષ્ટ છે તેઓ તો ઇશ્વર રચિત પ્રયત્ન વિના જ સિધ્ધ રીતે વિકર્મો કરે છે-નિર્વાહ કરે છે અને પોતાનું આયુષ્ય ઇશ્વર-ભજનમાં ગાળે છે. તેઓ વસ્ત્રો, સ્થાન કે ભોજનની પરવા કરતા નથી. એટલે તેઓ વિકર્મો કરતા નથી પરંતુ ખુદ ઇશ્વરજ કરે છે. પરંતુ આવી દઢતા દરેકમાં હોતી નથી તેથી વ્યાવહારિક કર્મો દેહાદિક નિર્વાહ માટે અવશ્ય કરવાં.

હવે કર્મોનું ફરી વર્ણન કરૂં છું જેથી મળ-દોષ એટલે કે પાપ-નિવૃત્તિ થાય અને ઇશ્વરની પ્રસન્નતા મેળવવાવાળાને ઇશ્વરમાં પ્રેમઉત્પન્ન થાય-ભક્તિ ઉદ્દભવે- અને તેનું નામ કર્મ છે. જેનું કર્મ-કાંડ વડે વેદોમાં પણ પ્રથમ વર્ણન આવે છે, અને જે ખૂબ જ વિસ્તારપૂર્ણ છે તેને સ્વામી શ્રી શંકરાચાર્યે "કર્મ" શબ્દથી બતાવ્યું છે, અને આજ્ઞા આપી છે કે જે કાંઇ કર્મો-દાન, પુણ્ય, યજ્ઞ, તીર્થ, વ્રત-કરો તે વેદોક્ત રીતિ અનુસાર જ કરો, વેદોથી વિરુધ્ધ નહિ.

દ્દષ્ટાંત તરીકેઃ—એક રાજા છે. તેને નોકર-ચાકર અનેક છે. તેમાંથી કોઇ અંગત સેવા કરે છે, કોઇ સફાઇ કરે છે, કોઇ પાણી કાઢે છે, કોઇ મળ-મૂત્ર સાફ કરે છે,

કોઇ ચોકી કરે છે, કોઇ ભોજન બનાવે છે; કોઇ કચેરીમાં કામ કરે કરે છે, આમ અનેક પ્રકારે રાજાની સેવા કરે છે. રાજા એમ માને છે કે તે બધાં જ કર્મો પોતે કરે છે. અને તે બધાં કર્મો કરનારાઓ પર પ્રસન્ન રહે છે. આવું જ ઇશ્વરનું સમજવું. કોઇ મંદિરની સેવા કરે છે, તો કોઇ ધ્યાન ધરે છે, કોઇ જપ કરે છે, તો કોઇ વ્રત, કોઇ તીર્થ કરે છે; તો કોઇ માર્ગ સમસાવે છે, તો કોઇ કૂવો-તળાવ ખોદાવે છે, કોઇ પાઠશાળા બંધાવે છે, તો કોઇ દવાખાનું ખોલાવે છે, કોઇ કૂતરાંને ખવરાવે છે, કોઇ પક્ષીઓને ચણ નાખે છે–આમ દરેક પોતપોતાની રુચિ અનુસાર ઇશ્વરની પ્રસન્નતાની પ્રાપ્તિ માટે કર્મો કરતા રહે છે. આ બધા પ્રાણીઓ વડે કરાએલા ભિન્ન-ભિન્ન કર્મોનો ઇશ્વર અંગીકાર કરે છે, અને કર્મો અનુસાર ફળ આપે છે. આટલા માટે કર્મો કરો એવો સ્વામી શ્રી શંકરાચાર્યજીનો આદેશ છે; અને મારું એવું મંતવ્ય છે કે એ એક ઉત્તમ માર્ગ છે.

જે અજાચક છે, કુટુંબ-કબીલાવાળા છે, દિન-દુઃખી અને અશક્ત છે તેમને ગુપ્ત રીતે મદદ કરો. ગુપ્ત રીતે મદદ કરવાથી અંતરની પ્રસન્નતા થાય છે, અને જેના વડે ઇશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત કરી શકાય છે. આવી પ્રસન્નતાની પ્રાપ્તિ લાખો ઘીની આહુતિઓ આપવાથી પણ નથી થતી. આથી દિન-દુખિયાની સેવા સમાન ઉત્તમ કર્મ બીજું એકેય નથી. મનુષ્ય સેવા એ મુખ્ય કર્મ છે, અને ઇશ્વરની પ્રસન્નતા-પ્રેમ પ્રાપ્તિ માટેનું એ બીજું સાધન છે.

હવે ત્રીજા વાક્યનો અર્થ કહું છું.

**तेने शल्य विधियत्ता मुपचितिः ।**
**तेन इश्वस्य अपचितिः विधियतां ॥**

સ્વામીજીએ કહ્યું છે કે કર્મો વડે ઇશ્વરની પૂજા એટલે કે સેવા કરો. હવે આ પૂજા એટલે કે સેવાનું વિવરણ કરું છું.

ઇશ્વરના બે સ્વરૂપ છે. એક છે નિરાકાર અને બીજું છે સાકાર. આમાંથી નિરાકારની પૂજા સ્થુલ પદાર્થો વડે થઇ શકતી નથી; કારણ કે તેને રૂપ, રંગ, આકાર એમાંનું કશુંજ નથી. એ અજન્મા, નિરાકાર અને નિરંજન છે. એથી તેની સ્થુલ પદાર્થોથી પૂજા થઇ શકતી નથી તેથી સંતજનો અને ભકતજનો તેની સાકાર મૂર્તિની પૂજા કરે છે.

હવે સાકાર રૂપમાં ઇશ્વરની અનંત મૂર્તિઓ છે, આથી જે ભકતોને જે જે મૂર્તિમાં જેની ભાવના છે, તેઓ તે તે મૂર્તિની પૂજા કરે છે. સર્વ સ્વરૂપ ભગવાન પોતાના ભકતની ભાવના અનુસાર એ પ્રકારનો આકાર ગ્રહણ કરીને ભકતના બધા મનોરથો પૂર્ણ કરે છે. આ સાકાર પ્રભુની એક ચલ-મૂર્તિ અને બીજી અચલ-મૂર્તિ છે. એમાં જેને અચલ કહેવાય તે પ્રભુની પ્રતિમા અને ચલ છે તે સંત પોતેજ. આ ચલ મૂર્તિ સંતની સેવાથી પ્રભુ-પ્રસન્નતા પ્રાપ્ત કરી શકાય છે. આથી બુધ્ધિમાન, વિવેકી અને ઉત્તમ અધીકારીજન, વિશેષ કરીને ચલ મૂર્તિ એટલે કે સંતની

જ સેવા કરે છે અને એનાથી પણ વિશેષ ઉચ્ચ વૃત્તિ-વાળા અધીકારીજનો તો સચરાચર જીવ માત્રને ચલ-મૂર્તિ સમજીને પ્રાણી-માત્રની સેવા કરે છે. આ રીતે પોતપોતાના અધીકાર અનુસાર પ્રભુસેવા કરે છે. આ બધા ઉપર પ્રભુની કૃપા થાય છે; કારણ કે કર્મ અને ઉપાસના બંને ઇશ્વરનો પ્રેમ મેળવવાના મુખ્ય સાધન છે. આથી સ્વામીજીએ આજ્ઞા આપી છે કે કર્મ કરો અને પૂજા-સેવા કરો.

હવે ચોથા શ્લોકના વાકયને હું પ્રતિપાદન કરું છું.

*काम्य मति सत्यज्यतां*

કામ એટલે કે ઇચ્છા વડે થયેલાં કર્મો કામ્ય કહેવાય છે. સ્વામીજીની આજ્ઞા છે કે એ કામ્ય કર્મોમાં જે ધન, રાજ્ય, પુત્ર, સ્ત્રી, હાથી-ઘોડા, સ્વર્ગ, બ્રહ્મલોક, વિગેરે મેળવવાની જે અદમ્ય ઇચ્છા સમાયેલી છે એનો ત્યાગ કરો. આ બધી આશા સામે જે જે કર્મો આવે તેને કામ્ય કર્મો કહેવામાં આવે છે. અને આથીજ આચાર્યશ્રીએ આવા કામ્ય કર્મો ન કરવા માટેનો ઉપદેશ આપ્યો છે; કારણ કે તેનાં ફળ અલ્પ-અતિ અલ્પ હોય છે; માટે તેનો ત્યાગ કરો.

આચાર્યજી તેમના ઉપદેશમાં કહે છે કેઃ-

*पापौघः परिधूयतां*

સમગ્ર પાપોનો નાશ કરો. હવે આ પાપ એ શું છે એનું હું અહીં વિવરણ કરું છું.

જેનું ફળ દુઃખ છે તેને પાપ કહેવામાં આવે છે, અને જેના વડે બીજા જીવોને દુઃખ પહોંચે છે તેને પણ પાપ કહેવામાં આવે છે. આથી મન, બુદ્ધિ કે શરીરથી કોઇ પણ પ્રાણીને દુઃખ થાય એવાં કર્મ કરવાં નહિ. કારણ, પાપનું મૂળ નિષેધ કર્મ છે. આવાં નિષેધ કર્મો, જેવાં કે, શરીરથી કોઇ પ્રાણીની હિંસા કરવી, કઠોર વાણી વડે કોઇને દુઃખ આપવું અથવા દુષ્ટ ભાવના યુકત મન વડે કોઇ પ્રાણીને હાની પહોંચાડવાની ઇચ્છા કરવી આ બધા પાપ છે. આથી મન-કર્મ વચનથી કોઇને દુઃખ આપવું નહિ પરંતુ પ્રસન્નતા મેળવવી, અને પોતાને બીજાથી નાના સમજ-વાનો પ્રયત્ન કરવો તેમજ ક્ષમાશીલ અને નિરાભિમાની બનવું. અને આથી પણ વિશેષ દૈવીસંપતના ગુણો જ્યારે અંતરમાં પ્રગટ થાય ત્યારે સમજવું કે હવે પાપોનો નાશ થયો છે; અને આમ સર્વ પાપોની નિવૃત્તિ કરવી.

હવે છઠ્ઠું પદ :-

भव सुखे दोषोनुमवीयतां ।

અર્થઃ સાંસારિક સુખોમાં દોષોને જોવા.

હવે આ પદનું વિવરણ કરું છું.

ભવ એવું નામ સંસારને આપવામાં આવ્યું છે, જેનો ક્ષણે ક્ષણે ઉત્પન્ન અને નાશ થાય છે. આવા અનિત્ય સંસારના સુખ પણ અનિત્ય એટલે કે નાશવંત જ હોય

કારણ વગર કાર્ય ઉદ્ભવતું નથી. આમ મૂળમાં જ જ્યાં સંસાર સ્થિર નથી; ત્યાં એમાં ઉત્પન્ન થવાવાળાં સુખો તો ક્યાંથી જ સ્થિર હોય? આથી જ સ્વામીજીએ કહ્યું છે કે તુચ્છ વિષયી સુખોમાં દોષની જ ભાવના કરવી; કારણ કે તે બધા સુખો જીવને બંધનમાં નાખીને ઉપર ઉપરથી મનુષ્યને સારા બતાવવાનો ડોળ કરીને છેવટે તો પતિત જ કરે છે આમ પતિત થવાથી જીવ પોતાના અખંડ આનંદ નિજ સ્વરૂપને ભૂલી જાય છે; અને અનિત્ય સંસાર સુખ એટલે કે વિષયાનંદમા મગ્ન બને છે, અને પરિણામ તેનું શું આવશે તે એ જાણી શકતો નથી જે કારણો વડે જીવ એવા સુખમાં ફસાઇ જાય તે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ છે. આ પાંચ વિષયોમાં પાંચ અલગ અલગ જીવો ફસાઇ જાય છે. જેવી રીતે કે, હાથી સ્પર્શમાં, પતંગ રૂપમાં, મીન રસમાં, ભ્રમર ગંધમાં અને મૃગ શબ્દમાં ફસાય છે. એક એક અલગ જીવ એક એક વિષયના સંપર્કમાં આવે છે ને બંધનમાં આવી જાય છે, તો જે જીવ પાંચેય વિષયોના સંપર્કમાં આવે એની તો શી ગતિ થાય? આથી જ આચાર્યશ્રીએ કહ્યું છે કે સંસારિક સુખોમા દોષો જુઓ.

આ સિદ્ધાંત પર ભગવાન શ્રીકૃષ્ણનો ઉલ્લેખ છે કે -

જન્મ મૃત્યુ જરા વ્યાધિ દુઃખદોષાનુ દર્શન।

આ પછી સ્વામીજીનું કહેવું એમ છે કે,

आत्मेच्छा व्यवसीयता।

અર્થ: આત્મા એટલે કે જીવ-તેને જાણુવાની ઇચ્છા કરો. હુવે એનું યથાવિધિ વર્ણન હું કરું છું.

આત્મા એટલે કે જીવ, જે ઇશ્વરના અંશ-ચૈતન્ય શક્તિ સમાન છે અને જેના વડે આ દેહની ઈંદ્રિયો તથા પ્રાણુ, મન, બુદ્ધિ વિ. પોતપોતાની ક્રિયાઓ કરે છે. જેવી રીતે લોખંડ જેમ લોહચુંબક વડે નૃત્ય કરે છે. જ્યારે આ ચૈતન્યશક્તિ આ શરીરમાંથી નીકળી જાય છે ત્યારે શરીર સુકાયેલા લાકડા સમાન બની જાય છે, અને એને જ આપણે મૃત્યુ કહીએ છીએ.

જ્યાં સુધી જીવ શરીરમાં રહે છે ત્યા સુધી દરેક ઇન્દ્રિયો પોતપોતાનો યથાશક્તિ ધર્મ બજાવે છે; જેમ કે સાંભળવું, જોવું, ખાવું-પીવું, હાલવું-ચાલવું, બોલવું, શ્વાસ લેવો, સૂંઘવું ઇત્યાદિ. આ ક્રિયાત્માઓના સંચાલકને આત્મા કહે છે. હવે આ આત્મા એ શું છે એનો વિચાર કરવો જોઇએ એટલે કે એને યથાર્થ ઓળખવો જોઇએ.

એ આત્મા કયાં રહે છે, કયાંથી આવે છે, કયાં જાય છે, એનું રૂપ કેવું છે, કયાંથી ઉત્પન્ન થાય છે, વિ. જાણવાની ઇચ્છાને જિજ્ઞાસાવૃત્તિ પણ કહે છે. અને સાત ભૂમિકામાંથી તેને પ્રથમ ભૂમિકા પણ કહે છે. આથી સ્વામીજીની આજ્ઞા છે કે આત્માને જાણવાનો-ઓળખવાનો પ્રયત્ન કરો

સ્વામીજીએ પ્રથમ શ્લોકના અંતિમ વાકયમાં બતાવ્યું છે કેઃ-

निज गृहात् तूर्णं विनिर्गम्यतां ।

અર્થઃ- પોતાના ઘરને છોડીને જલદી પવિત્ર અને અને એકાંત સ્થાનમાં જાઓ.

હવે આનું તાત્પર્ય હું કહું છુંઃ-

વેદાંતના સિદ્ધાંત પ્રમાણે પૂર્વોક્ત આત્માને અધિકારીજ જાણી શકે છે. વિવેક, વૈરાગ્ય, ષટસંપત્તિ અને મોક્ષ-ઇચ્છા આ ચાર સાધનોથી જે મનુષ્ય સંપન્ન છે એજ અધિકારી કહેવાય છે, એમ સ્વામીજીએ પ્રથમ શ્લોકના ઉપરોક્ત વાકયોથી સમજાવ્યું છે અને આ અંતિમ વાકયથી વૈરાગ્ય વિષે સમજાવ્યું છે. જીવ 'ઘર છોડીને એકાંત, પવિત્ર સ્થાનમાં જઇને આત્માનો વિચાર કરે' એમ જે સ્વામીજી કહે છે એનો મુખ્ય અર્થ તો એ છે કે જ્યાં સુધી જીવ ઘરમાં હોય ત્યાં સુધી પુત્ર-પરિવાર, ભોગવિલાસથી મુક્ત નથી થવાતું અને તેથી તે આત્મા વિષેનો વિચાર નથી કરી શકાતો. આથી વૈરાગ્યની જરૂર અવશ્ય છે જ. વૈરાગ્યની ઉત્પત્તિનું કારણ સત્ય અને અસત્યને જાણવું. સત્ય- અને અસત્યને જાણવાથી જ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. અને તેથી ઘર આદિ છોડવું ઘણું સહેલું બને છે. આવા ત્યાગ-બળથી મનુષ્ય આત્મા-વિચાર કરવા શક્તિમાન થાય છે. આવા વિચારથી મનુષ્યને ઇશ્વરમાં પ્રેમ

ઉત્પન્ન થાય છે. આવી ઇશ્વર-પ્રસન્નતાથી જન્મ-મરણમાંથી નિવૃત્તિ મળે છે અને પરમ આનંદની પ્રાપ્તિ થાય છે. આથી સ્વામીજીએ પ્રથમ શ્લોકમાં અધિકારીના સાધન તરીકે વિવેક અને વૈરાગ્ય બતાવ્યા છે.

હવે બીજા શ્લોકનો અર્થ ક્રમાનુસાર એક એક લઇને બતાવું છું-

सग वि गत्मु विषीयता ।

સ્વામીજી કહે છે કે ઘરનો ત્યાગ કરીને સત્ પુરુષોનો સંગ કરો.

હવે સંત પુરુષો કોને કહેવાય એ બતાવું છું.

રામાયણ, મહાભારત, ગીતા તથા બીજાં અનેક શાસ્ત્રો અને મહાપુરૂષોના બનાવેલાં ભજનોમાં સંત અને અસંતના લક્ષણો વિસ્તારપૂર્વક કહેવામાં આવ્યાં છે. અહી સામાન્ય જિજ્ઞાસુ જન સમજી શકે એવા સંતોના લક્ષણ કહું છું.

સરળ સ્વભાવવાળા, ક્ષમાવાન, વૈરાગ્યવાન, કરૂણા-વાન, સુખદુઃખમાં સમતા જાળવી શકે તેવા, શત્રુ–મિત્રમાં સમતા જાળવી શકે તેવા, તથા નિરભિમાની, પ્રભુપ્રેમી, જનસેવાભાવિ, પરદુઃખે દુઃખી, પરોપકારી, આસ્તિક, બ્રહ્મ-શ્રોતિય, બ્રહ્મનિષ્ઠ વિ. દૈવી સંપતથી યુકત હોય તેઓને સંત માનવા

ઉપરોક્ત કહ્યા તેવા સ્વભાવવાળા સંતોનો સમાગમ કરવો એવો સ્વામીજીનો આદેશ છે. આવા સંતોના સમાગમથી પ્રભુની ભક્તિ પ્રાપ્ત થાય છે.

भगवतः भक्तिः द्रढा आधीयतां।

ભગવાનની દૃઢ ભક્તિને ધારણ કરો. ભક્તિ અનેક પ્રકારની છે. એમાં મુખ્ય ભક્તિ નવધા ભક્તિ છે. ભાગવત્‌માં પ્રહ્લ્લાદનું વાકય છે કેઃ-

श्रवण कीर्तनं विष्णोः स्मरणं पाद सेवनं।
अर्चन वंदनं दास्यं सख्यमात्म निवेदनम्॥

શ્રવણ ભક્તિ રાજા પરિક્ષિતે કરી. કીર્તન ભક્તિ મુનિ નારદ અને શુકદેવજીએ કરી; સ્મરણ ભક્તિ પ્રહ્લાદજી અને ધ્રુવજીએ કરી; પાદ સેવન-ભક્તિ લક્ષ્મીજીએ કરી; અર્ચન ભક્તિ પૃથુ રાજાએ કરી; વંદન ભક્તિ અક્રુરજીએ કરી; દાસ્ય ભક્તિ હનુમાનજીએ કરી; સખા ભક્તિ અર્જુને કરી; આત્મ-નિવેદન ભક્તિ બાલ રાજાએ કરી; અને દસમી ભક્તિ-પ્રેમ લક્ષણા ગોપીઓ, મીરાં, નરસી તથા અંબરિષે કરી. આ બધી ભક્તિમાં પ્રેમ-લક્ષણા ભક્તિ સૌથી ઉત્તમ છે. પ્રેમ-લક્ષણા ભક્તિથી જેવી ઇશ્વર પ્રસન્નતા પ્રાપ્ત થાય છે, એવી પ્રસન્નતા બીજી ભક્તિથી થતી નથી. પરંતુ આમાં ભેદ એક છે. એના બે પ્રકાર છે. એક દૃઢ અને બીજી અ-દૃઢ. દા. ત. એક પતંગી રંગ અને બીજો મજીઠીયો રંગ. પતંગી રંગ પ્રથમ તબકકે બહુ સારો લાગે છે; પરંતુ ટકતો નથી, જ્યારે મજીઠીયો દેખાવમાં એટલો

સારો નથી લાગતો પરંતુ કપડું ફાટી જાય તો પણ રંગ જતો નથી રહેતો. આવું જ ભક્તિમાં પણ છે તેથી તેનું દૃઢ અને અ દૃઢપણું સમજી લેવું. દૃઢ ભક્તિવાન જીવ-પ્રાણનો ત્યાગ કરી દે છે પરંતુ ભક્તિનો એટલે કે દૃઢ-પણાનો ત્યાગ કરતો નથી. રાજા હરિશ્ચંદ્ર, રંતિદેવ, પ્રહલાદ, મોરધ્વજ, મીરાં, નરસી વિગેરે ભકતોએ દૃઢ ભક્તિનો પ્રભાવ બતાવ્યો છે. આચાર્યજી દૃઢ ભક્તિનો ઉપદેશ આપે છે, અને આજ્ઞા કરે છે કે શાંતિ આદિ દૈવી સંપતના ગુણોને ગ્રહણ કરો, સંચય કરો.

હવે ઉપરોક્ત વાકયનું હું વર્ણન કરૂં છું. ચાર મુખ્ય સાધનોમાંથી આચાર્યજીએ બે કહ્યાં. હવે ઉપલા વાકયથા ત્રીજું સાધન ષટ-સંપતિ બતાવ્યું છે. જેમ કે સમદમ, તિતિક્ષા, શ્રદ્ધા, ઉપરતિ, અને સમાધાન. આનું નામ ષટ-સંપતિ છે. સમ એટલે મનનો નિગ્રહ, દમ એટલે ઇંદ્રિયોનો નિગ્રહ, તિતિક્ષા એટલે કે સુખ-દુઃખ, માન અપમાન, રાગદ્વેષ વિગેરે સહન કરવું-સમાન ભાવથી રહેવું.

શ્રદ્ધા એટલે ગુરુદેવ-સંતના શાસ્ત્રોક્ત વાકયોમાં વિશ્વાસ રાખવો, ઉપરતિ એટલે સાંસારિક વિષય-ભોગોથી ઉદાસિન રહેવું અને સમાધાન એટલે એ વિષયોને દૂર કરી મનનો નિગ્રહ કરવો- તેનાથી અંતરમુખ બનવું. આમ ષટ-સંપતિનો સંગ્રહ કરો એવી સ્વામીજીની આજ્ઞા છે. હવે તેનાથી આગળનું વાકય જોઇએ.

कार्म्यमतिर्यज्वता।

જે જે કર્મો કામના થકી કરવામા આવે તેને કામ્ય કર્મો કહેવાય છે જેવા કે, યજ્ઞ, દાન, પુણ્ય, જપ, તપ, તીર્થ, વ્રત કરૂણા વિ આવા કર્મો કરવાથી બહુ ધન મળશે, સારી સ્ત્રી મળશે, રાજ્ય મળશે, મૃત્યુ પછી સ્વર્ગ મળશે, સ્વર્ગમા અપ્સરાઓ સાથે વિમાનમા બેસીને ફર વાનુ મળશે, આવી અનેક ઇચ્છાઓથી પ્રેરાઇને જે જે કર્મો કરવામા આવે છે તેને કામ્ય કર્મ કહેવામા આવે છે આવા કર્મોનો ત્યાગ કરવાની સ્વામીજીની આજ્ઞા છે

હવે આ દરેક કર્મનો વિચાર કરવાની આવશ્યકતા છે કર્મ પાચ પ્રકારના છે, જે આ પ્રમાણે છે નિત્ય, નૈમિતિક, પ્રાયશ્ચિત, કામ્ય અને નિષેધ આમાથી પ્રથમ ત્રણ કર્મો અધિકારીઓએ નિસ્કામનાથી કરવા અને બાકીના બેનો ત્યાગ કરવો એવી સ્વામીજીની આજ્ઞા છે અહી સ્વામીજીએ બાહ્ય કર્મોનો ત્યાગ કરવો એમ કહ્યુ છે કારણુ કે બાહ્ય કર્મો જ્યા સુધી સાધન સપન્ન ન બને ત્યા સુધી કરવા, પછી તેનો ત્યાગ કરવા માટે, અતરિક્ષ સાધનની સાધના કરો એમ કહે છે આચાર્યજીની આજ્ઞા છે કે કર્મનો ત્યાગ કરો અને અતરિક્ષ સાધનની વૃદ્ધિ કરો

દ્દષ્ટાત તરીકે, એક મનુષ્ય અચાનક એક કૂવામા પડી ગયો એ કૂવામા પાચ માથાવાળો નાગ પડયો છે, જે કૂવામા પડનારનુ ભક્ષણ કરી જાય તેમ છે પરતુ સજોગ વશાત્ આ મનુષ્યને પીપળાના વૃક્ષનુ મૂળ હાથમા આવી

જાય છે અને તે પકડીને અદ્ધર લટકી રહે છે એવામા ઉપરથી બીજા મનુષ્યની તે કૂવામા નજર પડે છે, આથી તેને બચાવવા માટે તે ઉપરથી જાડી રસી નાખે છે. હવે કૂવાની અદરનો મનુષ્ય એક હાથે જ્યા સુધી રસીને મજબૂત પકડી શકતો નથી ત્યા સુધી મૂળિયા છોડતો નથી, પરતુ રસી જેવી મજબૂત રીતે એક હાથે બરાબર પકડાઈ ગઇ એટલે તરતજ મૂળ છોડી દઇને બને હાથે રસી પકડી લે છે અને ઉપર આવે છે અને દુખથી મુક્ત બને છે આમ પ્રથમ સપતિ સાધીને પછી બાહ્ય કર્મોનો ત્યાગ કરો એમ સ્વામીજી કહે છે હવે આગળ અધિકારીએ શું કરવું તે સ્વામીજી સમજાવે છે.

सद्विद्वान पसेव्यतां प्रति दिन तत् पादुके सेव्यता ।

દરરોજ બ્રહ્મશ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ મહાત્મા પાસે જવુ અને તેની પાદુકાઓનું સેવન કરવુ

સાધન-સંપન્ન બનીને બ્રહ્મવેત્તાને શરણે જાઓ અને એની સેવા કરો

ભગવાન શ્રીકૃષ્ણે ગીતામા કહ્યુ છે કે '

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।

મારા કોઇ ગત્ જન્મના પુણ્ય પ્રભાવથી આપનું શરણુ લાધ્યુ છે. તો દયા કરીને હે પ્રભુ, મને આ સંસારચક્રમાથી બચાવો અને હું કોણ છુ, કયા જઇશ, મારૂં

સ્વરૂપ શું છે એનાથી હું અજ્ઞાત છું, તો હે પ્રભુ, દયા કરીને મારો કલ્યાંણમાર્ગ મને ચીંધો. આમ ગુરૂ પાસે વિનયુકત પ્રશ્ન કરે છે ત્યારે જ્ઞાની, તત્ત્વદર્શી જ્ઞાનનો ઉપદેશ કરે છે અને તેનાથી દુઃખની નિવૃત્તિ થાય છે. આવો ઉપદેશ આચાર્યજીએ ગુરૂ–શરણે જવાનો બતાવ્યો છે. હવે આગળ સ્વામીજી શું કહે છે તે જોઇએ :–

ब्रह्मैकाक्षरमर्थ्यता श्रुति शिरो वाक्यं समा कर्ण्यता ।

ૐ રૂપ એકાક્ષર બ્રહ્મનું અર્થસહિત ચિંતન કરો. સર્વના મસ્તકરૂપ સર્વોત્તમ ઉપનિષદ્ વાકયોનું ગુરૂમુખે શ્રવણ કરો, આવી આજ્ઞા આચાર્યજીએ આપી છે.

હવે આ વાકયનું તાત્પર્ય બતાવું છું.

બ્રહ્મ એ વેદનું બીજું નામ છે. અને વેદ એ ૐકાર સ્વરૂપ છે. આથી વારંવાર ૐકારનો ઉચ્ચાર કરો પરંતુ ઉચ્ચાર બરાબર અર્થ સમજીને કરો એવી સ્વામી-જીની આજ્ઞા છે. આ વાકયમાં સ્વામીજીએ નામોચ્ચારણ કરવાનું બતાવ્યું છે, કારણ કે નામ સ્મરણ એ અતિ ઉત્તમ છે. ઇશ્વરના અનંત નામો છે, જેવાં કે રામ, કૃષ્ણ, ગોવિંદ, માધવ, વિષ્ણુ, દામોદર, શંકર, શંભુ, ઇત્યાદી. એનો અર્થ સમજીને ઉચ્ચાર કરો. ઓમકારવત્ સર્વ નામો બ્રહ્મ સ્વરૂપ છે. એમાં કશો જ ભેદ નથી. પરંતુ અલ્પ બુદ્ધિવાળા તેમાં ભેદ માને છે. જ્યારે વિચારવાન આત્મદર્શીઓ જરાય ભેદ માનતા નથી. આથી અભેદવાદી બનીને નામોચ્ચાર કરો,

અને સર્વ શાસ્ત્રોના મુગટ સ્વરૂપ ઉપનિષદોના વાક્યોનું ગુરુમુખેથી શ્રવણ કરો; કારણ કે સમુદ્રનું ખારૂં પાણી જેમ વાદળો દ્વારા અમૃતતુલ્ય બને છે ગુરુમુખે શ્રવણ કરેલાં બ્રહ્મ વાક્યો અમૃત તુલ્ય બને છે તેમ માટે બ્રહ્મવેત્તા ગુરુને મુખેથી શ્રવણ કરવાથી કલ્યાણ માર્ગ મળે છે અને ગૂઢ તત્વાર્થ સમજાય છે. પોતાને જ વિદ્વાન સમજીને, અભિમાની બનીને શાસ્ત્રોનો વિચાર કરશો તો કયારેય પણ સાચો અર્થ નહિ સમજાય, અને સઘળો પરિશ્રમ વ્યર્થ જશે, જેવી રીતે ધાન્ય વિનાના ફોફાં ફૂટવાથી ફળ નથી મળતું તેવી રીતે ગુરૂમુખે શ્રવણ કર્યા વિનાં ફળ નથી મળતું.

આવું તાત્પર્ય સ્વામીજીના વાકયનું છે જ્ઞાનના અંતરંગ સાધન આઠ છે. એમાંથી પ્રથમ ચાર સ્વામીજીએ બતાવ્યાં છે; જેવાં કે વિવેક, વૈરાગ્ય, ષટ્-સંપત્તિ, અને મુમુક્ષા. હવે બાકીનાં ચાર જેવાં કે શ્રવણ, મનન, નિદિધ્યાસન અને તારતંનો વિચાર. આ ચારમાંથી શ્રવણ વિષે સ્વામીજીએ બતાવ્યું. હવે ત્રીજા શ્લોકમાં મનન વિષે બતાવ્યું છે, જેનું હવે હું વર્ણન કરું છું.



वाक्यार्थः च विचार्यतां श्रुतिशिर पक्षः समाश्रीयतां ।
दुस्तर्कात्सु विरम्यतां श्रुतिमतस्तर्कोऽनु सन्धीयतां ।।

હવે આચાર્યજી મનન વિશે કહે છે.

तत्वमसि ઇત્યાદિ ચાર વેદોના જે ચાર વાકયોમાં અર્થ છે તેનો વિચાર કરો અને શ્રુતિશિર એવું ઉપનિષદ્, એનો પક્ષ એટલે કે સિદ્ધાંત, તેનો સ્વીકાર કરો. दुस्तर्क એટલે કે શાસ્ત્ર-સિદ્ધાંત વિરુદ્ધ જે છે તેનો ત્યાગ કરીને શ્રુતિ અનુસાર શંકા કરો. આ શંકાનું નિવારણ ગુરુ-પ્રેમથી થાય છે. સ્વામીજી શંકરાચાર્યનો આવો ઉપદેશ છે. હવે એનું વિશેષ તાત્પર્ય મારી બુદ્ધિ અનુસાર હું કહું છું.

તત્વમસિ આદિ જે ચાર વેદનાં ચાર વાકયો છે, તે જીવ-બ્રહ્મની એકતા બતાવે છે. જેવી કે તું બ્રહ્મ સ્વરૂપ છે, ઉપાધિથી લીન દેખાય છે પરંતુ લીન છે નહિ, જેવી રીતે લગભગ આખું આકાશ ઉપાધિથી ઘટાકાશ, મઠાકાશ, જલાકાશ-ઉપાધિથી યુકત બને છે; પરંતુ ઘટ, મઠ અને જલની ઉપાધિથી નિવૃત્ત થતાં જેવું સ્વચ્છ આકાશ છે તેવું જ દેખાય છે, તેવી જ રીતે જીવને માટે અવિદ્યા અને માયાની નિવૃત્તિ થતાં જીવ અને ઇશ્વર બ્રહ્મરૂપ જ છે, એવું મનન અવશ્ય કરવું જોઇએ. મનનથી સંકલ્પ દૃઢ બને છે. એ મનનમાં શંકા ઉપસ્થિત થાય તો શ્રુતિના સિધ્ધાંતો અનુસાર કરવી પરંતુ શ્રુતિ વિરુધ્ધ, કાલ્પનિક

શંકાઓ ન કરવી. કારણ કે તેમ કરવાથી બુદ્ધિ ભ્રષ્ટ બને છે. અને સત્ય બ્રહ્મમાં નિશ્ચયવાળા થઇ શકાતું નથી. આ વ્રત આચાર્યજીએ દયા કરીને બતાવ્યું છે. તર્ક કરો પરંતુ દુસ્તર્ક ન કરો, અને તર્ક કરો તે પણ શ્રુતિ અનુસાર જ કરો. દા. ત. ગુરુજીએ શિષ્યને કહ્યું કે, હે પુત્ર, આ જે સંસાર છે તે વિદ્યા-પુત્ર-વત્, શ્રૃંગવત્ કે આકાશ નગરવત નથી, પરંતુ ચિદાનંદ પૂર્ણ બ્રહ્મરૂપ છે. ત્યારે શંકા કરવી કે હે ગુરૂ, આપનાં વાકયો સત્ય છે, પરંતુ મને તો જે દેખાય છે તે સત્ય ભાસે છે, પછી હું કેવી રીતે માનું? મારા અંતરમાં આપના બોધનો નિશ્ચય થતો નથી. આપ જેવાના કહેવાથી આપ કહો છો તે હું માની લઉં છું બાકી મારા અંતરમાં પ્રકાશ નથી પડતો, શંકાની નિવૃત્તિ નથી થતી. માટે દયા કરીને કંઇ બીજી યુકિતથી સમજાવો તેથી હું નિશ્ચિત બની શકું. આથી પ્રસન્નતા સહિત ગુરૂ કહે છે કે, હે બેટા! સ્વપ્ન સૃષ્ટિ, ઓસનું પાણી, દોરડીમાં સર્પનું ભાસવું તથા નૌકાના ચાલવાથી વૃક્ષોનું ચલન ભાસે છે વિગેરે દૃષ્ટાંતોનો વિચાર કરો અને નિશ્ચય કરો કે જગત જે દેખાય છે-ભાસે તે મિથ્યા છે-જેવી રીતે ઉપરોકત પદાર્થો ન હોવા છતાં સત્ય દેખાય છે. આ માત્ર ભ્રાંતિ વડે અને અજ્ઞાનતાથી જ ભાસે છે, તેવી જ રીતે આ આખો સંસાર પણ અજ્ઞાનતાથી જ દેખાય છે, મૂળમાં તો છે જ નહિ, માત્ર કલ્પના છે. માટે ખૂબ મનન કર, વિચાર કર અને પછી નિશ્ચય કર એમ જ્યારે ગુરૂએ કહ્યું ત્યારે શિષ્યને મનન કરવાથી કે ખૂબ વિચાર કરવાથી પણ

શંકા દૂર ન થઇ ત્યારે શિષ્યે ફરી શંકાપૂર્વક ગુરૂને પૂછયું કેઃ

ઓસના પાણીથી તૃષા છીપે છે, માટે આ સંસાર સત્ય છે, એવી મને જે પ્રતિતિ થાય છે તે મિથ્યા છે એવો મારાથી નિશ્ચય થઇ શકતો નથી. માટે હે ગુરૂ, દયા કરીને બીજી કોઇ યુકિતથી મને સમજાવો.

ગુરૂએ શિષ્યને કહ્યુંઃ હવે તું બરાબર ધ્યાન દઇને સાભળ. હવે હું એવી યુકિતથી તને સમજાવું છું કે જેથી તારા મનનું સમાધાન થઇ શકે તને સંસાર સત્ય ભાસે છે, તે ઠીક છે, પરંતુ જેમ ઇશ્વર સત્ય છે તેમ આ સંસાર ઇશ્વર--સ્વરૂપ છે. ઇશ્વરથી અલગ એવી કોઇ વસ્તુ નથી. જેવી રીતે ખાંડનાં રમકડાં, લોખંડનાં શસ્ત્રો, સુવર્ણનાં દાગીનાં, માટીનાં વાસણો, લાકડાંનાં દરવાજા, વિગેરે જેવી રીતે તદરૂપ છે. આદિ, અંત અને મધ્યમાં સુવર્ણ કે માટી છે; જ્યારે નામ અને રુપ માત્રના ફેરફારથી તે ભિન્ન ભિન્ન પ્રકારની લાગે છે પરંતુ મૂળગત રીતે જોતાં તે ભિન્ન ભિન્ન નથી, તેવી રીતે આ સંસાર, નામ, રુપ, વર્ણ, જાતિ, સ્ત્રી, પુરુષ, પશુ, વૃક્ષ, પહાડ, નદી ઇત્યાદિ ભિન્ન ભિન્ન દેખાય છે પરંતુ સર્વમાં ઇશ્વર છે જ. ઇશ્વર વિનાની એક પણ વસ્તુ નથી. માટે હે બેટા, તું સૂક્ષ્મ રીતે વિચાર કર. બળદ જેમ જંગલમાં જઇને ઘાસ ખાય છે અને ઘેર આવીને જંગલમાં ખાધેલું ઘાસ ફરી વાગોળે છે તેમ તું જ્યાં સુધી મનન અને ફરી ફરી મનન નહિ કરે ત્યાં સુધી તને નિશ્ચય નહિ થાય.

હવે ત્યાર પછીના વાકયથી સ્વામીજી નિદિધ્યાસન તથા તત્વનો વિચાર અને તેના અંતરંગ સાધનને બતાવે છે જેનું હું હવે વર્ણન કરું છું.

ब्रह्म एव अहं अस्मि अहः अहः
विभाव्यतां गर्वः परित्यज्यतां
देहे अहं मतिः उज्झयतां
बुध जनैः वादः परित्यज्यतां ॥

બ્રહ્મ જે સચ્ચીદાનંદ છે એ હું જ છું એવી રાત દિવસ ફરી ફરીને ભાવના કરો. અને ગર્વ એટલે કે મમતાનો ત્યાગ કરો. દેહમાં જે અહં બુદ્ધિ છે તેને છોડો; અને બુધ્ધિમાન વિદ્વાન પુરુષો સાથે વાદ-વિવાદ કરો છો તેનો પણ ત્યાગ કરો. આવો ઉપદેશ આચાર્યજી કરે છે. હવે એનું વિવરણ થોડા વિસ્તારથી હું કરૂં છું.

હું બ્રહ્મ છું, હું અજન્મા છું, નિર્વિકાર છું, અવિકારી, અછેદ્ય, અદાહ્ય, અકલેદ્ય, અશોચ્ય, પરિપૂર્ણ અને સર્વનો અધિષ્ટાતા તથા સર્વરુપ હું છું એવી ભાવના નિરંતર કરો. એટલે કે ખાવું, પીવું, પહેરવું વિગેરે શારીરક, માનસિક, વાચિક ક્રિયાઓ કરતાં કરતાં પણ અંતરથી ઉપરોકત ભાવનાઓનું ચિંતવન કર્યા કરો. એક ક્ષણ પણ ચૂકયા વગર આમ ચિંતવન કર્યા કરો તેનું જ નામ નિદિધ્યાસન છે. જેમ આંખમાં કણું પડયું હોય, પગમાં કાંટો લાગ્યો હોય તે બધી ક્રિયાઓ કરવા છતાં ભૂલી શકાતું નથી તેમ નામસ્મરણ ભૂલવું નહિ. જેમ ભમરીએ ડંશ દીધો હોય અને તે ડંશ ભૂલી શકાતો નથી

પણ ભમરીરૂપ બની જવાય છે તેવી રીતે ઇશ્વરરૂપ બનીને નિદિધ્યાસન કરશો તો જ બ્રહ્મમય બનશો. આ વાતના સમર્થન રૂપે ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં અર્જુનને કહ્યું છે કે :–

यं य वापि स्मरन् भावं त्यजत्यंते कलेवर ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावित ।'

અંતકાલમાં જે જાતિની સ્મૃતિ રહે છે એ પદાર્થમાં જીવ જાય છે અને તેવી તેની ગતિ થાય છે. તેથી દિનરાતે ક્ષણે ક્ષણે તેનો અભ્યાસ કરવો. આને નિદિધ્યાસન કહે છે.

મમતા અને અહંભાવ બંને બંધનકર્તા છે આથીજ કહ્યું છે કે अह ममेति बधनाह ममेति मुक्तः આથી સ્વામીજીએ કહ્યું છે કે સ્ત્રી, પરિવાર, નોકર–ચાકર વિ. જે કાંઇ ઘરમાં પદાર્થો છે તેમાંથી મમતા છોડો એટલે કે ગર્વનો ત્યાગ કરો અને દેહમાં જે કાંઇ અહંપણું છે, જેમ કે, હું કૃષ્ણ–શ્વેત છું, હું મોટો છું, બળવાન છું, રાજા છું, બ્રાહ્મણ છું, વૈશ્ય છું, ક્ષત્રિય છું, શુદ્ર છું, ગૃહસ્થ છું, બ્રહ્મચારી છું, વાનપ્રસ્થ છું, સંન્યાસી–યોગી–યતિ છું, હું ભકત છું, હું જન્મું છું–મરું છું, આવી આવી ભાવનાને અહંકાર કહે છે, તેનો ત્યાગ કરો; અને બુધ્ધિમાન બ્રહ્મનિષ્ઠ મહાત્મા સાથે વાદ–વિવાદ ન કરો કારણ કે વાદવિવાદ કરવાથી બુધ્ધિ ચંચળ બની જાય છે અને છિદ્રાળુ થઇ જાય છે, જેના વડે કરેલો પુરૂષાર્થ પણ નિષ્ફળ જાય છે. સ્વામીજીએ આ પ્રમાણે ઉપદેશ આપ્યો છે. આ ત્રણ શ્લોક સુધીમાં ચોથી

ભૂમિકા જે સત્વાપિ છે, તે બતાવી છે. આ ભૂમિકાને પ્રાપ્ત કરવાવાળા ફરી સંસારમાં આવતા નથી, અને મનુષ્ય જન્મ સફળ અને સિદ્ધ થાય છે. એને માટે પછી બીજું કશું જ કરવાનું રહેતું નથી. માત્ર જ્યાં સુધી આયુષ્ય હોય ત્યાં સુધી જીવવું પડે છે એટલું જ. દેહાદિકને લગતી ક્રિયાઓ પણ કરવી પડે છે, કારણ કે આયુષ્યનું નિર્માણ શરીરની સાથે થઇ ચૂકયું છે. આથી એને પુરું કરવું જ રહ્યું. મુખ્ય કાર્ય હતું-બ્રહ્મને યથાર્થ રીતે જાણવાનું- એ જાણી લીધા પછી શરીર સાથેનો સંબંધ રહે કે ન રહે એ બધું જ સરખું છે. શરીરને હાનિ થાય કે લાભ એ પણ એટલું જ સમાન છે; પરંતુ આયુષ્યનું નિર્માણ શરીર સાથે હોવાથી જ્ઞાની કે અજ્ઞાનીએ શરીરનું પાલન કરવું રહ્યું. આથી સ્વામીજીએ જ્ઞાન થયા પછી એટલે કે ચોથી ભૂમિકાએ પહોંચ્યા પછી કેવી રીતે રહેવું તે બતાવ્યું છે. આત્મધનની પ્રાપ્તિ તો થઇ ગઇ; પરંતુ તેને લૂંટી લેવાવાળા બળો અનેક છે. આથી જ્ઞાન પ્રાપ્ત થયા પછી અસંભાવના અથવા વિપરિત ભાવના પેદા ન થાય એટલા માટે તેના સતત અભ્યાસ દ્વારા રક્ષા કરવી. જેવી રીતે ચમારના પડોશમાં રહેતા બ્રાહ્મણે પોતા-પણું બચાવવું જોઇએ તેવી રીતે શરીરમાં રહેવાવાળા જીવે પણ પોતાનાં શુદ્ધ સ્વરુપને સાચવવું જોઇએ. આથી સ્વામીજી હવે એ બતાવે છે કે શારીરિક ક્રિયાઓ કરવાથી બંધન ન આવે અને તે વસ્તુ હવે હું વિસ્તારપૂર્વક આપ સૌને કહીશ, જે આપ સાવધાનીપૂર્વક નિશ્ચય મનથી ધારણ કરશો.



# બ્રહ્મ પ્રાપ્તિનો માર્ગ

क्षुद् व्याधः च चिकित्सतां प्रति दिनं
भिक्षौषधं भूज्यतां स्वादवन्नं न तु
याच्यतां विधिवशात्प्राप्ते न संतुष्यता।

ક્ષુધારૂપી વ્યાધીની સારવાર કરો. પ્રતિદિન તેને ઔષધ (ભોજન) આપતા રહો. સ્વાદિષ્ટ ભોજનની યોજના ન કરો. પ્રારબ્ધવશાત્ જે કાંઇ મળે તેનાથી સંતુષ્ટ થાઓ.

આ પ્રમાણે ઉપરોક્ત વાક્યો સ્વામીજીના છે. હવે એનો વિસ્તૃત અર્થ સમજાવું છું:

મનુષ્યના આયુષ્યનું નિર્માણ તેના જન્મની સાથે જ વિધાતાએ કરી દીધું હોય છે. ઇશ્વરે આ સૃષ્ટિની એવી નીતિ રચી છે કે, જેનું જે પ્રકારે નિર્માણ થયું એનું એજ પ્રકારે થતું રહે. એમાં તલમાત્રનો પણ ફેર નથી પડતો. જેવી રીતે શીત-ઉષ્ણ ઋતુ, રાત-દિવસ ને સૂર્ય-ચંદ્ર આદિ નિયમિત પોતપોતાનું કાર્ય કર્યા કરે છે તેવી રીતે જેનું જેટલું આયુષ્ય એટલું એણે ભોગવવું પડે છે ને એમાં જીવની ઇચ્છા–અનિચ્છા કામ નથી આવતી. જે કામ માટે જીવ આ જગતમાં આવ્યો છે, એ કામ એ પૂરું કરે કે ન કરે; પરંતુ ઇશ્વરવી નીતિ બદલાતી નથી. આવી રીતે સમજવાવાળા અલ્પ આયુષ્યવાળાએ પોતાનું પ્રથમ મુખ્ય કર્તવ્ય જે પોતાના સ્વરૂપને ઓળખવાનું છે તે

ઓળખવા માટે સતગુરુના ઉપદેશ દ્વારા જાણીને, સત્સંગ દ્વારા ગ્રહણ કરીને, તુચ્છનો ત્યાગ કરીને, મહાન પુરુષાર્થ વડે જન્મ–મરણમાંથી નિવૃત્તિ અપાવવાવાળી ચોથી ભૂમિકા પ્રાપ્ત કરવી અને શેષ આયુષ્ય શરીરમાં સાથે રહીને વ્યતિત કરવું. આ આત્મરૂપી ધનને ઝુંટવી જવાવાળા બહુ જ હોશિયાર અને ઠગ હોય છે. સાધનનો અનેક રૂપોદ્વારા નાશ થાય છે. કયારેક ક્ષુધા, કયારેક તૃષા–આમ રૂપ–રૂપાંતર વડે તે ઠગાઇ જાય છે. આથી આચાર્યજી ચોથી ભૂમિકા પ્રાપ્ત કરેલા જીવો પ્રતિ દયા લાવીને તેમને બાકીનું શેષ જીવન કેમ વ્યતીત કરવું તેનાં સાધનો બતાવે છે. હે અધિકારી, આ શરીર અન્નથી ઉત્પન્ન થયું છે અને અન્ન વડે જીવશે. માટે ભૂખને શાંત કરવા અને પ્રાણનું રક્ષણ કરવા માટે અન્ન ગ્રહણ કરજે. પરંતુ તે અન્ન ભિક્ષાનું હોવું જોઇએ કારણ કે અન્નક્ષેત્રોનું અન્ન અધિક પવિત્ર છે. આત્મચિંતન કરવાવાળો અધિકારી છે માટે તે તારા માટે નિર્દોષ છે. પરંતુ જેઓ આત્મચિંતન નથી કરતા અને આળસુ અને પ્રમાદી છે અને કમાવું નથી તથા પારકું અન્ન ખાઇને બેસી રહેવું છે તેમને માટે ભિક્ષાનું અન્ન બહુ ખરાબ છે, કારણ કે:–

संसारीका टुकडा लंबे वाके दांत
भजन करे उगरे नहि तो काट आत।

એટલા માટે ઘણા ગ્રંથોમાં ઇશ્વરના સાચા ભકત સંત, સાધુ. બ્રાહ્મણ વિગેરે માટે પણ ભિક્ષાનું અન્ન નિષેધ

ગણ્યું છે; ત્યારે બીજાની તો ક્યાં વાત રહી? અને અત્યારે વીસમી સદીમાં જન્મેલા તો કોઇને પણ ભિક્ષા આપવાની જ મનાઇ કરે છે. કામ–ધંધો કરીને ખાઓ એવો પ્રચાર કરે છે અને કોઇ ભિક્ષા માગવાવાળાને ભિક્ષા આપતા નથી. કારણ કે અત્યારે કળિયુગ છે, અને કળિયુગમાં દંભી લોકો પણ બહુ થઇ પડયા છે. સાચા ભકતો તો ભાગ્યવશાત્ જ સાંપડી આવે છે. આથી આધુનિક જમાનાવાળાનો દોષ નથી. પરંતુ સર્વને સમાન સમજવા જોઇએ. આથી પોતે પોતાની કમાઇ કરીને ખાવું એ પ્રાણીમાત્ર માટે સુખનું સાધન છે. જેઓ અન્ન ખઇને માત્ર પ્રાણ ટકાવી રાખવા ઇચ્છે અને આત્મચિંતન કરે છે તેમને માટે ભિક્ષાનું અન્ન વધારે સારું છે. માત્ર ભેદ એટલો કે તેમણે સ્વાદિષ્ટ ભોજનની ઇચ્છા કરવી જોઇએ નહિ એવો સ્વામીજીનો આદેશ છે. પોતાના પ્રારબ્ધવશાત્ જેવું મળે તેવું–પછી તે મીઠું હોય કે ખાટું હોય, ગંધારું હોય કડવું હોય કે સ્વાદિષ્ટ હોય–તેનાથી સંતોષ માનવો અને પ્રેમથી ગ્રહણ કરવું અને ઇશ્વરભજન કરવું. એવીજ રીતે પહેરવા માટેના વસ્ત્રોનું પણ સમજવું. પ્રાણ નિર્વાહક ઘણા પદાર્થો છે, જેના વગર પ્રાણ ટકતો નથી, તેનું ગ્રહણ કરી લેવું તે વિધિયુકત છે એમ સ્વામીજી કહે છે.

હવે તેને માટેનાં સાધન બતાવે છે.

शीतोष्णादि विषह्यतां न तु वृथा  
वाक्यं समुच्चार्यं मां औदासीन्यं  
अभीप्सतां जनकृपानर्तं बुधं उत्सृज्यतां ॥

શીત-ઉષ્ણ, સુખ-દુઃખ, હાની વગેરેને સહન કરો વ્યર્થ વાતો ન કરો; અને ઉદાસીનતાને ગ્રહણ કરો, અને લોકોની કૃપારૂપી નિષ્ઠુરતાનો ત્યાગ કરો

હવે ઉપરોકત વાકયોને વિસ્તૃત અર્થમાં હું વર્ણન કરું છું.

જ્યા સુધી અનાત્મ શરીર સાથે જીવને સંબંધ છે ત્યા સુધી ઠંડી-ગરમ, સુખ-દુઃખ, હાનીલાભ, વિ. જ્ઞાની અથવા અજ્ઞાનીએ અવશ્ય ભોગવવાના જ રહે છે. આથી આચાર્યજી યોગી, જ્ઞાની અને ભકતને માટે સાધનોની પરંપરા બતાવે છે. મનુષ્ય ચાર પ્રકારનાં છે. પામર, વિષયી, જિજ્ઞાસુ અને જ્ઞાની. એમાંથી પામર અને વિષયીને છોડીને જે જિજ્ઞાસુ અને જ્ઞાની છે તેમને માટે આ ઉપદેશ છે. કારણ કે તેઓ સત્ શાસ્ત્રોના અવલોકન કરીને, ગુરુમુખ બનીને, સાંસારિક ભોગ-વિલાસોને નશ્વર સમજીને પોતાના આત્મ-કલ્યાણ માટે પ્રયત્ન કરે છે. ઇશ્વર-કૃપા, ગુરુ-કૃપા અને પોતાની કૃપાથી સાધનસંપન્ન બનીને અભ્યાસ દ્વારા આત્મચિંતનમાં લાગી રહે છે. આ બેમાંથી જે જ્ઞાની છે તેણે પોતાનું યથાર્થ સ્વરૂપ જાણી લીધું હોય છે. અને જે જિજ્ઞાસુ છે તે જાણી લેવાનો પ્રયત્ન કરતો હોય છે. આ બંનેને તેમની જીવન-મુકિતના સુખ માટે અને પ્રયત્ન વડે પ્રાપ્ત થયેલી આત્માની ઓળખની રક્ષા માટે આજ્ઞા કરે છે કે શિતોષ્ણ દ્વ દ ધર્મને સમાન ભાવથી સહન કરો

ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે કે,

**मात्रा स्पर्शास्तु कौंतेय शीतोष्ण सुख दुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥**

આ પ્રમાણે પ્રેમયુકત બનીને સહન કરો, અને વ્યર્થ વાર્તાલાપમાં જીવન વ્યતીત ન કરો

કેટલાંક સ્ત્રી–પુરુષો એવાં હોય છે કે તેમને રાત દિવસ બકબકાટ કરવાનો સ્વભાવ હોય છે. જે વાતોથી વ્યવહારિક કામો પણ નથી થતાં અને પરમાર્થ પણ સિધ્ધ નથી થતો એવી વ્યર્થ વાતોથી કેવળ જીવન ઓછું થાય છે, આથી વ્યર્થ વાતો કરવી નહિ. એમ છતાંએ વાતો કરવાની ઇચ્છા થાય તો ઇશ્વરે જે માયા વડે પૃથ્વી અને ધર્મ માટે અવતારો લીધા અને લીલા એટલે કે કર્મો કર્યાં તેની વાતો–ચર્ચા કરવી જોઇએ. પરંતુ અર્થહીન વાતો ન કરવી જોઇએ; અને ઉદાસીનતા એટલે કે ઉપરામતા કેળવવી જોઇએ, અને શાંતિમાં રહેવું જોઇએ–અખંડ આત્માનંદ એટલે કે બ્રહ્માનંદમાં લીન રહેવું જોઇએ.

મનુષ્યોની કૃપા એ મહાન અભ્યાસીને હાનિકારક છે. આને માટે એક લોકોકિત છે કેઃ–

**लोकां केरी प्रितडी, अवगुन है गुन नहि**
**पेले चडावे पाटले धूसफावे धा मांही**

જેવી રીતે ગુર્જર ભૂમિની કન્યાઓ "દિવાસરા"મા

દીવીની મૂર્તિ બનાવીને તેને વસ્ત્ર-આભુષણુ પહેરાવીને ખૂબ આનંદપૂર્વક નગરની શેરીઓમાં ફરે છે અને પછી જ્યારે સૂર્યાસ્ત થાય છે ત્યારે આભૂષણો ઉતારી લઇને નદી અથવા કૂવામાં ફેંકી દે છે, એવા જ પ્રકારની લોકોની પ્રીત -કૃપા સમજવી. આથી એવી પ્રીતિરૂપ નિષ્ઠુરતાનો ત્યાગ કરવો. લોક-વાસના જેવી ખરાબ વાસના બીજી એકેય નથી. ઘણા લોકો પ્રથમ વૈરાગી બનીને પોતાના દેશ, ગામ, જાતિ, માત-પિતા, ભાઇ, સંબંધી, ઘર, ધન વિગેરેનો ત્યાગ કરીને જંગલમાં જતા રહે છે અને પોતાનો ઉધ્ધાર કરવા બ્રહ્મ વિદ્યાનું અધ્યયન કરે છે અને પોતાની ઇચ્છા અનુસાર દિક્ષા પણ લે છે અને કોઇ સંપ્રદાયના સાધુ-સંન્યાસી બનીને વિચરે છે; લોકોને કથા સંભળાવે છે, લોકો તેની પ્રશંસા કરે છે, પૂજા કરે છે, ધન આપે છે. આમ એ લોકોના સંગથી વૈરાગી પોતાનું કર્તવ્ય છોડીને માયામાં ફસાઇ જાય છે અને મોટાં મોટાં મકાનો બંધાવે છે, શિલ્પો કોતરાવે છે, ખેતી કરે છે, ગાયો રાખે છે; અને અન્ય પ્રકારનો વેપાર પણ કરે છે, આમ ગૃહસ્થોથી પણ અધિક ધનવાન બની મોટો શ્રીમાન પોતાને કહેવડાવે છે. હવે વિચારીને જુઓ કે કે પ્રથમ એ તદ્દન વૈરાગી હતો પરંતુ લોકોની કૃપારૂપ નિષ્ઠુરતાથી તે ફરી ભ્રષ્ટ થયો. આથી સ્વામીજીની આજ્ઞા છે કે તેનો ત્યાગ કરો, નહિ તો પતિત થઇ જવાય છે.

હવે પાંચમાં શ્લોકમાં સપ્ત ભૂમિથી ઉપર જે ત્રણ ભૂમિકા છે--જેવી કે અસંશકિત, પદાર્થ-ભાવના અને તુરીયા

જેના વડે જીવન મુકિતનું સુખ માણી શકાય છે તેના માટેનાં સાધન સ્વામીજી બતાવે છે.

एकांते सुखमास्यतां परतरे
चेतः समाधीयतां ।

સુખપૂર્વક એકાંત સ્થાનમાં બેસો અને અખંડ આનંદરૂપ પ્રભુમાં ચિત્તનું સ્થાપન કરો.

એકાંતનો અર્થ અહીં એ છે કે, ગંગા આદિ નદીનો કિનારો અથવા જ્યાં શીતળ મધુરાં જલનું તળાવ અને કૂવો હોય, જ્યાં મચ્છર આદિ જંતુઓનો ત્રાસ ન હોય, ઋતુઓની અનુકૂળતા હોય, જ્યાં માણસોની ભીડ થતી ન હોય, જ્યાં દેહ-નિર્વાહ માટેના સાધનોની સુગમતા હોય, અને જ્યાં સંત્સંગ કરવા માટે સાધુ પુરૂષોનું સ્થાન હોય, આવી જ્યાં સામગ્રી હોય તેવા દેશ-સ્થાનમાં સુખ-પૂર્વક સર્વ ચિંતાઓ છોડીને પ્રીતિયુકત મનવાળા થઈને બેસવું. કેવળ એકાંતમાં બેસવાથી કંઇ નહિ વળે. કારણ કે ઘણા પશુ-પંખીઓ પણ એકાંતમાં રહે છે, પરંતુ તેમને કશું ફળ નથી મળતું. આથી સ્વામીજીએ કહ્યું છે કે, એકાંત સ્થાનમાં બેસી આત્મચિંતન દ્વારા, સર્વથી પર બનીને, આત્મસ્વરૂપ બ્રહ્મમાં ચિત્તને સ્થાપન કરો. કારણ કે અંતર મુખ બન્યાં વગર આનંદની પ્રાપ્તિ થતી નથી, અને બ્રહ્માનંદની પ્રાપ્તિ વિના સર્વ શ્રમ તદ્દન નિરર્થક છે. આથી એકાંતમાં બેસીને ચિત્તને પ્રભુમાં જોડો અને વધુમાં કહે છે કે :-

**पूर्णात्मासु समीक्षतां जगदिदं**
**तद् साधनं दृश्यतां ।**

આ સંસારને પૂર્ણ બ્રહ્મ સ્વરૂપ જાણો અને એ પરબ્રહ્મને કલ્પિત જાણો.

હવે ઉપરોક્ત વાકયનો વિસ્તૃત અર્થ કહું છુંઃ

નેત્રો વડે જેને જોઇ શકાય છે અને કાનો વડે જેને સાંભળી શકાય છે એવા સ્થાવર અને જંગમ ઉદ્ભિજ, જરાયુ, સ્વેદજ અને અંદજ એવા ચાર પ્રકારે જેની ઉત્પત્તિ છે તે પ્રાણી માત્ર જંગમ કહેવાય છે, અને પહાડ, પર્વત જે હાલી–ચાલી નથી શકતા તેઓ સ્થાવર કહેવાય છે. જેને પ્રત્યક્ષ નેત્રો દ્વારા જોઇ શકાય છે તે સર્વ તથા અને જે શાસ્ત્રો વડે કાને સાંભળેલા સાત નીચેના લોક, જેવા કે, સુતલ, અતલ, પાતાલ, તલાતલ, વિતલ ઇત્યાદિ તથા ઉપરના લોક, ભૂઃ, ભૂવઃ, સ્વઃ, જનઃ, મહઃ, તપઃ, અને સત્યઃ–આમ ઉપરના ચૌદ લોકો એટલે કે સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ સર્વ પૂર્ણ બ્રહ્મમય છે.

ઇશ્વર વિનાની કોઇ વસ્તુ નથી. જેમ વસ્ત્ર તંતુમય છે તેમ સંસાર બ્રહ્મમય છે. સંસાર એ કલ્પના માત્ર છે, માત્ર જોઇ શકાય છે. વિચાર કરીએ છીએ તો કશી વસ્તુ સિધ્ધ હોતી નથી. જેવી રીતે કેળાનું વૃક્ષ. કારણ કે ઇશ્વર જગતના વિવૃત ઉપાદાન કારણ છે. એનો અર્થ એ કે જે

હોય તેમણે તે ગ્રંથોદ્વારા જાણી લેવું. અહીં સ્વામીજીએ એ સંક્ષેપમાં બતાવ્યું છે. સ્વામીજીએ અંતમાં કહ્યું છે કે બ્રહ્મ સ્વરૂપ બનીને રહો એટલે કે અભેદપણાને ધારણ કરીને જીવન વ્યતીત કરો. આટલો ઉપદેશ આચાર્યશ્રીએ ઉપદેશ–પંચક દ્વારા બતાવ્યો છે. આચાર્યશ્રીના બનાવેલા આ પંચકનો પૂરેપૂરો અર્થ કરવામાં કોઈ વિદ્વાન પણ સમર્થ નથી તો હું તો અલ્પ બુધ્ધિવાન શું કરી શકું? પરંતુ નિરક્ષર કચ્છી ગ્રામ્ય નિવાસી આ સ્થુલ ઉપદેશ સમજી શકશે તો એથી મારો પરિશ્રમ સફળ થશે.

હવે ઉપ-સમાપ્તિ કરૂં છું.

પ્રથમ કહ્યું કે ઇશ્વરની પ્રસન્નતા માટે મુખ્ય પ્રેમ અને ભક્તિની જરૂર છે. પછી એ ભક્તિની ઉત્પત્તિ માટે ઇતર સાધનોની જરૂર છે. એ સાધનોનું યથા બુધ્ધિ અનુસાર વર્ણન કર્યું અને એ સાધનો દ્વારા ઇશ્વર ભક્તિની પ્રાપ્તિથી જ્ઞાન, અને જ્ઞાનથી અખંડ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે તે બતાવ્યું. બ્રહ્મ પ્રાપ્તિ એજ ઇશ્વરની પ્રસન્નતાનું ફળ છે. એનાથી અધિક બીજું કશુંજ આ બ્રહ્માંડમાં નથી. આથી હે પ્રેમીજનો, આ ભારત ભૂમિમાં મનુષ્ય જન્મ પામીને પોતાનો ઉધ્ધાર કરવા માટે અવશ્ય પ્રયત્નશીલ થજો. ભારતની જનતા માટે ઘણાય આવા ગ્રંથની કંઇ જરૂર નહોતી પરંતુ કચ્છી ગ્રામ્ય ભાઇ-બહેનોના મારા પ્રત્યેના અદ્ભુત પ્રેમ અને વિશ્વાસને લીધે એક પત્ર સમાન માનીને ભાવિકોને મોકલ્યું છું–અન્ય કશુંજ પ્રયોજન નથી.



# ભજન–પ્રસાદી

મહાત્મા શ્રી ઉધ્ધવદાસજીએ ભજનો પણ લખેલાં. એમનાં સ્વરચિત ભજનોમાંથી પ્રસાદી રૂપે અહીં થોડાક ઉતર્યા છે

(રાગ : પરજ તાલ દીપચંદી)

ધરજે ધરજે હરિનું ધ્યાન, ધીરજ મન આણી રે,
મૃગજળ જેવો આ સંસાર, એવું નિશ્ચે જાણી રે—ટેક.
સ્વાર્થે સારૂં કરે સૌ સ્નેહ, જગતની એ રીતી રે,
વિશ્વનાથ વિષે ચિત્ત ધાર, પૂરણ કર પ્રીતિ રે—૧.
સમજી લેવું ચતુર સુજાણ, માયા ઠાઠ ખોટાં રે,
એને જતાં ન લાગે વાર, પાણી પરપોટા રે—૨
આ છે ચંચલ ચપલા જેમ, આયુ અસ્થિર તારી રે,
અંતે જાવું એકાએક, હરિ લે સંભારી રે—૩
એવું સમજી ચેત અચેત, પ્રભુ સ્મરણ કરવું રે,
એમ કહે છે ઉદ્ધવદાસ, બીજું પરિહરવું રે—૪



(રાગ રામગરી તાલ દીપચંદી)

રામ ભજો રૂડી રીતથી, સુખ નિજાનંદ લેવા,
અંતર ટાળો આપદા, કરો હરિ ગુરૂની સેવા—ટેક.
વાચ્ય વિલાસને પરહરિ, ધ્યાન સમયને વીતો;
કામ ક્રોધાદિ વેરી મોક્ષનાં, શુભ વૈરાગ્યે જીતો—૧
પૂર્ણ પરિબ્રહ્મને જુઓ, વેદ શાસ્ત્ર વિચારી,
સત ચિત આનંદ રૂપને, લ્યો અંતરમાં સંભારી—૨
ગજ ગણિકા ને ભીલડી, પાપી અજામિલ જેવા;
ભજન પ્રતાપે ઉગર્યા, અધમ હતા તે કેવા—૩
ભજન મહિમા શું કહું, શેષ પાર ન પાવે;
ઉધ્ધવદાસ કહે હરિ ભજો, ફરી જન્મ ન આવે—૪

હોય તેમણે તે ગ્રંથોદ્વારા જાણી લેવું. અહીં સ્વામીજીએ એ સંક્ષેપમાં બતાવ્યું છે. સ્વામીજીએ અંતમાં કહ્યું છે કે બ્રહ્મ સ્વરૂપ બનીને રહો એટલે કે અભેદપણાને ધારણ કરીને જીવન વ્યતીત કરો. આટલો ઉપદેશ આચાર્યશ્રીએ ઉપદેશ-પંચક દ્વારા બતાવ્યો છે. આચાર્યશ્રીના બનાવેલા આ પંચકનો પૂરેપૂરો અર્થ કરવામાં કોઇ વિદ્વાન પણ સમર્થ નથી તો હું તો અલ્પ બુધ્ધિવાન શું કરી શકું? પરંતુ નિરક્ષર કચ્છી ગ્રામ્ય નિવાસી આ સ્થુલ ઉપદેશ સમજી શકશે તો એથી મારો પરિશ્રમ સફળ થશે.

હવે ઉપ-સમાપ્તિ કરૂં છું.

પ્રથમ કહ્યુ કે ઇશ્વરની પ્રસન્નતા માટે મુખ્ય પ્રેમ અને ભકિતની જરૂર છે. પછી એ ભકિતની ઉત્પત્તિ માટે ઇતર સાધનોની જરૂર છે. એ સાધનોનું યથા બુધ્ધિ અનુસાર વર્ણન કર્યું અને એ સાધનો દ્વારા ઇશ્વર ભકિતની પ્રાપ્તિથી જ્ઞાન, અને જ્ઞાનથી અખંડ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે તે બતાવ્યું. બ્રહ્મ પ્રાપ્તિ એજ ઇશ્વરની પ્રસન્નતાનુ ફળ છે. એનાથી અધિક બીજું કશુંજ આ બ્રહ્માંડમાં નથી. આથી હે પ્રેમીજનો, આ ભારત ભૂમિમાં મનુષ્ય જન્મ પામીને પોતાનો ઉધ્ધાર કરવા માટે અવશ્ય પ્રયત્નશીલ થજો. ભારતની જનતા માટે ઘણાય આવા ગ્રંથની કંઇ જરૂર નહોતી પરંતુ કચ્છી ગ્રામ્ય ભાઇ-બહેનોના મારા પ્રત્યેના અદ્ભુત પ્રેમ અને વિશ્વાસને લીધે એક પત્ર સમાન માનીને ભાવિકોને મોકલું છું-અન્ય કશુંજ પ્રયોજન નથી.



# ભજન–પ્રસાદી

મહાત્મા શ્રી ઉધ્ધવદાસજીએ ભજનો પણ લખેલાં. એમનાં સ્વરચિત ભજનોમાંથી પ્રસાદી રૂપે અહીં થોડાંક ઉતાર્યાં છે.

(રાગ : પરજ તાલ દીપચંદી)

ધરજે ધરજે હરિનું ધ્યાન, ધીરજ મન આણી રે,
મૃગજળ જેવો આ સંસાર, એવું નિશ્ચે જાણી રે—ટેક.
સ્વાર્થે સારૂં કરે સૌ સ્નેહ, જગતની એ રીતી રે,
વિશ્વનાથ વિષે ચિત્ત ધાર, પૂરણ કર પ્રીતિ રે—૧.
સમજી લેવું ચતુર સુજાણ, માયા ઠાઠ ખોટાં રે,
એને જાતાં ન લાગે વાર, પાણી પરપોટા રે—૨
આ છે ચંચલ ચપલા જેમ, આયુ અસ્થિર તારી રે,
અંતે જાવું એકાએક, હરિ લે સંભારી રે—૩
એવું સમજી ચેત અચેત, પ્રભુ સ્મરણ કરવું રે,
એમ કહે છે ઉદ્ધવદાસ, બીજું પરિહરવું રે—૪



(રાગ : રામગરી તાલ દીપચંદી)

રામ ભજો રૂડી રીતથી, સુખ નિજાનંદ લેવા,
અંતર ટાળો આપદા, કરો હરિ ગુરૂની સેવા—ટેક.
વાચ્ય વિલાસને પરહરિ, ધ્યાન સમયને વીતો;
કામ ક્રોધાદિ વેરી મોક્ષનાં, શુભ વૈરાગ્યે જીતો—૧
પૂર્ણ પરિબ્રહ્મને જુઓ, વેદ શાસ્ત્ર વિચારી;
સત ચિત આનંદ રૂપને, લ્યો અંતરમાં સંભારી—૨
ગજ ગણિકા ને ભીલડી, પાપી અજામિલ જેવા;
ભજન પ્રતાપે ઉગર્યા, અધમ હતા તે કેવા—૩
ભજન મહિમા શું કહું, શેષ પાર ન પાવે;
ઉધ્ધવદાસ કહે હરિ ભજો, ફરી જન્મ ન આવે—૪

( રાગ એજ )

અખંડ સ્વરૂપી આત્મા, મન વાણીમાં નાવે
નેતિ નેતિ કરીને સ્તવે, વેદ પાર ન પાવે—ટેક.
ઋષિ મુનિ સૌ તેને કહે, નામ રૂપથી ન્યારો;
અકળ અનાદિ અનંત છે, વર્ણ બાવનથી બહારો—૧
દ્રશ્ય પદારથ માનજો, રજ્જુ ભુજંગની રીતે,
એક અખંડિત બ્રહ્મ છે, જુઓ વિચારી પ્રીતે—૨
વૃક્ષ છાયા વૃક્ષરૂપ છે, બાળ બુદ્ધિ ભિન્ન માને,
અનુભવી સંત વિવેકથી, કાર્ય કારણ કરી જાને—૩
સ્વપ્ન પદારથ સ્વપ્નમાં, દ્રષ્ટા રૂપ જ જાણો;
ઉધ્ધવદાસ તેમ વિશ્વને, બ્રહ્મ અભિન્ન પ્રમાણો—૪



( રાગ એજ )

ઉલટ ફરીને ગોતજો; વસ્તુ છે નિજ ઘરમાં;
બહાર ગોતેથી નહિં જડે, જાગી જુઓ અંતરમાં—ટેક.
કસ્તુરી મૃગ નાભીયે; ગોતે વનમાં ઘાસે;
અજ્ઞાને તેમ આથડે, સર્વ પ્રકાશી પાસે—૧
શશી ચાહે જેમ શીતને, ભાનુ તેજને ચાહે,
તેમ ચાહે છે બ્રહ્મને, જોયા વિણ પોતા માંહે—૨
ગુરૂગમ સાર વિચારજો, બેસી ચોક્કસ સ્થાને,
સમદમ સાધન સાધીને, સોહં ને ધરો ધ્યાને—૩
દ્વૈત ભરમનો ભાસ તે, એક ઘડીમાં નાશે,
સચ્ચિત આનંદ આત્મા, ઉધ્ધવ ઉરમાં પ્રકાશે—૪

